# સંવાદમાળા

કર્તા:

પ્રતાપરાય મોરારજી ત્રિવેદી

હેડમાસ્તર, મીડલ સ્કૂલ.

રાજુલા. (કાઠિયાવાડ)

# સંવાદમાળા

[બાલરંગભૂમિપર ભજવવા માટે]

કર્તા: પ્રતાપરાય મોરારજી જોશી

હેડમાસ્તર મિડલસ્કૂલ : રાજુલા.



આવૃત્તિ ૧ લી: પ્રતો ૮૭૫

સન ૧૯૨૯ સંવત ૧૯૮૫



કીંમત છ આના.

આદિત્યમુદ્રણાલય રાયખડરોડ,—અમદાવાદમાં

ગજાનન વિશ્વનાથ પાઠકે છાપ્યું.

मातृदेवो भव। पितृदेवो भव।

પૂજ્ય માતુશ્રી અને પિતાશ્રી!

તમે મારામાં જે શુભ સંસ્કાર પાડયા છે, તેમાંથી પરિણમતું આ પુસ્તક આપના ચરણ-કમળમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

હું છું
આપનો ઋણી બાળક
પ્રતાપરાય મોરારજી જોશી

# પ્રસ્તાવના

બાળસાહિત્ય દરેક દેશના સાહિત્યનું એક અત્યુપયોગી અંગ છે. જે દેશના સાહિત્યમાં બાળસાહિત્યને કાંઇ સ્થાન ન હોય તે દેશનું સાહિત્ય અપૂર્ણ જ ગણાય. બાળસાહિત્ય બાળકોના કોમળ મન ઉપર ઘણી અસર કરે છે, તેને અનેક રીતે વિકસાવે છે. સાદી, સ્પષ્ટ પરંતુ સંસ્કારી ભાષામાં લખાયેલી ન્હાની વાર્તાઓ, ન્હાનાં નાટકો, ટુંકાં કાવ્યો, સંવાદો અને વર્ણનો બાળકોને વાંચવા આપવામાં આવે તો તેઓના વિચારો શુદ્ધ, પવિત્ર અને ઉર્ધ્વગામી થાય. જો બાળકોની બુદ્ધિને અનુકૂળ–તેઓના હૃદયની પરીક્ષા કરી, બાળસ્વભાવને કેવું ગમે અને શું ગમે તેનો વિચાર કરી–વાર્તાઓ, નાટકો, ગીતો, કાવ્યો વગેરે લખવામાં આવે તો બાળકો આવું સાહિત્ય ઉમંગથી વાંચે, તેઓની કલ્પનાશક્તિ વધે, તેમનું મન વિકાસ પામે, તેઓ સ્નેહ અને દયાના પાઠ શીખે, નીતિ અને ધર્મના સંસ્કારોની છાપ તેમના ઉપર પડે, વડીલો તરફ તેમની માનવૃત્તિ કેળવાય, તેમના જીવનની નિર્દોષતા, નિખાલસપણું અને રસિકતા વધે, તેમને આનંદમય, રસમય અને સંસ્કારી જીવન લાધે, અર્થાત્ તેઓ પોતાનું ચારિત્ર્ય સર્વાંગે સુંદર ઘડી શકે અને ભવિષ્યમાં પોતાનું તેમ જ સમસ્ત જનતાનું કલ્યાણ સાધી શકે.

આપણે ત્યાં છેલ્લાં દશ વર્ષોથી બાળસાહિત્યના વિકાસ અર્થે વિવિધ પ્રયત્નો થવા માંડ્યા છે, અને આપણા શિક્ષકો, કેળવણીકારો અને સાહિત્યકો પ્રજાના ઘડતરમાં તથા કેળવણીમાં બાળસાહિત્યનાં સ્થાન, ગૌરવ તથા ઉપયોગિતા સમજતા થયા

છે એ આપણા સાહિત્યના ઉજ્જવલ ભવિષ્યનું એક સુચિન્હ છે. પરંતુ અંગ્રેજી બાળસાહિત્યની સાથે સરખાવતાં આપણું બાળસાહિત્ય ઘણું અલ્પ અને અર્ધવિકસ્યું જ માલૂમ પડે છે. અંગ્રેજી અને યુરોપીય બાળસાહિત્યમાં બાળ હૃદયના ખાસ અભ્યાસીઓ પાસે બાળકોને રૂચિકર નીવડે એવી વાર્તાઓ, કાલ્પનિક વાતો, પરીઓની વાતો, પશુપક્ષીઓની વાતો, ન્હાનાં રમુજી એકાંકી નાટકો, બોધપ્રદ સંવાદો, બાળહૃદયને હલાવે એવાં આનંદમય કુદરતનાં વર્ણનો, હાલરડાંઓ, બાળગીતો, કાવ્યો, વગેરે પુષ્કળ સાહિત્ય સારી રીતે ખીલેલું છે. આ બધા પ્રદેશોમાં આપણું બાળસાહિત્ય હજી જોઇએ તેટલું ખેડાયેલું નથી, તથાપિ પ્રતિવર્ષે તે વધારે ને વધારે ખેડાતું જાય છે એ હર્ષ અને ગર્વની વાત છે, અને આ પ્રયત્નો સતત ચાલુ રહેશે તો થોડાં જ વર્ષોમાં બીજા કોઈ પણ દેશના બાળસાહિત્યની સાથે પોતાનું સ્થાન લઈ શકે એટલું સમૃદ્ધ આપણું બાળસાહિત્ય બનશે.

અત્યારે ગુજરાતી ભાષામાં બાળોપયોગી લગભગ અર્ધો ડઝન માસિકો અને અનેક પુસ્તકો પ્રકટ થાય છે; અને ધીમે ધીમે આપણું બાળસાહિત્ય સમૃદ્ધ થતું જાય છે. આ દિશામાં જુદા જુદા સાહિત્યકો, લેખકો અને કેળવણીકારો તરફથી જે પ્રયત્નો થઈ રહ્યા છે, તેમાં પ્રસ્તુત સંવાદસંગ્રહ વૃદ્ધિ કરે છે.

આ સંવાદોના લેખક એક શિક્ષક છે, તેમણે બાળકોના શિક્ષણમાં જ પોતાનું જીવન અર્પણ કરેલું છે, અને બાળમાનસનો સારો અભ્યાસ કર્યો છે. શિક્ષક તરીકેના તેમના જીવનમાં બાળકોની ટેવો, તેમની રીતભાતો, તેમનું માનસ અને અનેક રંગીતરંગી નિર્દોષ જીવન એ વગેરેનો અનુભવ કરવાને લેખકને ઘણો અવકાશ મળ્યો છે. આ સંવાદો તેમના એ

બાળમાનસના પરિચયનું અને બાળજીવનના અનુભવનું પરિણામ છે.

આ સંગ્રહમાં એકંદર ૧૧ સંવાદોનો સમાવેશ કરવામાં આવ્યો છે. "કન્યાવિક્રય" એ સંવાદનું વસ્તુ સામાજીક છે. માબાપો દ્રવ્યની લાલસાથી પોતાની કુમળી વયની બાળાઓને મરણને આરે બેઠેલા બુઢ્ઢાઓને પરણાવવાને કેટલા ઉત્સુક હોય છે, બુઢ્ઢાઓ પણ કામવાસનાની તૃપ્તિ માટે–પોતાના સ્વાર્થની ખાતર પોતાની પુત્રી સમાન બાળાઓની સાથે પરણવા કેટલાં ફાંફાં મારે છે અને મતલબી દલાલો બન્ને પક્ષને આડુંઅવળું સમજાવી પોતાનો સ્વાર્થ સાધવા કેટલા તત્પર રહે છે તેનો આમાં સારો અને હૃદયંગમ ચિતાર છે. "દશરથની કચેરીમાં વિશ્વામિત્ર" એ સંવાદમાં વિશ્વામિત્ર ઋષિ પોતે આરંભેલા યજ્ઞના રક્ષણ અર્થે શ્રી રામચંદ્ર અને લક્ષ્મણને લઇ જવા માટે અયોધ્યામાં દશરથ રાજા પાસે આવે છે તે પ્રસંગનું વર્ણન આપેલું છે. પુત્ર પ્રેમને વશ થઈ ઘડીભરતો દશરથ રાજાને વ્યામોહ થાય છે અને ઋષિને આપેલું વચન ભૂલી જઈ રામ અને લક્ષ્મણને મોકલવાની આનાકાની કરે છે. છેવટ વસિષ્ઠના ઉપદેશથી રાજાને વચન પાલનરૂપી પોતાના કર્તવ્યનું ભાન થતાં પુત્રપ્રેમથી ઉત્પન્ન થયેલો વ્યામોહ ત્યજી દઇને તે આનંદથી પોતાના પુત્રોને ઋષિ વિશ્વામિત્રની સાથે મોકલે છે. પ્રજાપાલન અને પ્રજાકલ્યાણ અર્થે રાજાઓએ સદા તત્પર રહેવું જોઇએ, તેમજ મનુષ્યને પોતાની પ્રતિજ્ઞાના પાલન અર્થે ગમે તેટલો મહાન ભોગ આપવો પડે તોપણ તેણે અચકાવું ન જોઇએ એવો બોધ આ સંવાદમાંથી મળે છે. "ભરતનાં બંધુભાવ અને નિઃસ્વાર્થ વૃત્તિ" એ પિતાની આજ્ઞાનું પાલન કરવામાં ગમે તેટલો મોટો ભોગ આપવો પડે તોપણ તે આનંદથી અને ઉલ્લાસથી આપવો જોઇએ તેમજ

ભાઇઓ વચ્ચે કેવો નિઃસ્વાર્થ શુદ્ધ પ્રેમ હોવો જોઇએ તેનું સચોટ ભાષામાં લખેલું સુંદર અને અદ્દભુત દષ્ટાંત પૂરૂં પાડે છે. "યુધિષ્ઠિર અને ભીમ" નું વસ્તુ પૌરાણિક છે અને તેમાં પ્રતિજ્ઞાપાલનનું મહત્વ સમજાવ્યું છે. "વનરાજ અને ભીલરાજ" એ બાળસાહિત્યના એક લેખક અને બાળપ્રેમી કવિના લેખો-માંથી ઉદ્ધૃત કરેલ છે. "અર્થાનર્થ શાસ્ત્રી" એ ચાના મહાત્મ્યનો, સારી દુનીયા ઉપર ચાએ જમાવેલા સ્વામિત્વનો તથા તેથી નીપજતા નાશનો કટાક્ષયુક્ત હાસ્યરસ ઝરતો સંવાદ છે.

"જયશિખરી અને સુરપાળ" નું વસ્તુ ઐતિહાસિક છે તેમજ "શિલગુણસુરી અને સુરપાળ" નું વસ્તુ પણ ઐતિહાસિક છે. જ્યારે જયશિખરીને એમ લાગે છે કે ભૂવડના વિશાળ સૈન્ય સામે પોતે વધારે વખત ટકી શકે તેમ નથી ત્યારે તે પોતાની સગર્ભા રાણીને કોઇ સુરક્ષિત સ્થળે મૂકી આવવાને પોતાના સાળા સુરપાળને સમજાવે છે તે પ્રસંગ આમાં આલેખ્યો છે. સુરપાળ પાસે બે કર્ત્તવ્ય ઉભાં છે, રાજાની સાથે રહી છેવટ સુધી લડવું એ એક કર્તવ્ય અને રણ-ક્ષેત્રનો ત્યાગ કરી રાજવંશના સંરક્ષણાર્થે પોતાની સગર્ભા બ્હેન સાથે અન્ય સ્થળે જવું એ બીજું કર્તવ્ય. આ બેમાંથી પ્રથમ કર્તવ્યને સુરપાળ વધારે ઇષ્ટ ગણે છે, તેથી ભયના પ્રસંગે પોતાના રાજાને છોડી જવાની તે સ્પષ્ટ ના કહે છે. સુરપાળે આ પ્રસંગે આપેલો ઉત્તર કોઇપણ સાચા ક્ષત્રિયવીરને શોભે તેવો જ છે. પરંતુ પોતાનું મરણ થશે તોએ જો રાણીને પુત્ર અવતરશે તો એ મ્હોટો થશે ત્યારે ગયેલું રાજ્ય પાછું મેળવશે એમ રાજા તરફથી તેને કહેવામાં આવતાં છેવટે સુરપાળ બીજા કર્તવ્યને વધારે અગત્યનું ગણી તેનો સ્વીકાર કરે છે અને રાજાજ્ઞા માથે ઉઠાવે છે.

"સ્કાઉટીંગ શા માટે" એ ન્હાના બાળકોને બાળવીરની પ્રવૃત્તિનો ખરો ખ્યાલ આપવા સચોટ ભાષામાં લખાયેલ સંવાદ છે.

"માધવનો પશ્ચાત્તાપ" એ અર્ધ કાલ્પનિક અને અર્ધ ઐતિહાસિક વસ્તુ છે. માધવે પોતાને થયેલ અન્યાયનું કરણ ઉપર વેર વાળવા જે પરચક્ર ગુજરાત ઉપર આણ્યું, જેને પરિણામે કરણનો નાશ થયો અને ગુજરાતની નંદનવનશી શોભા પરાધીન અને વિવશ બની એ દશ્યમાત્રથીજ માધવનું હૃદય તેને ડંખે છે અને તેનું મન કરેલા પાપના ભયંકર પરિણામથી તપી ઉઠે છે. માધવના મનની આ વખતની સ્થિતિનું અને પસ્તાવાને લીધે તેના હૃદયમાં ઉઠતા જુદા જુદા ભાવોનું કાલ્પનિક ચિત્ર દોરવા લેખકે આમાં પ્રયત્ન કર્યો છે અને એ પ્રયત્ન સફળ નિવડયો છે. A lost camel એ સંવાદ અંગ્રેજીમાંથી ઉધ્ધૃત કરેલો છે.

આ સંવાદો સ્પષ્ટ, સરળ, આડંબર વિનાની પરંતુ વેગવતી શૈલીમાં રચાયેલા છે; ભાષામાં સાદાઇ, મીઠાશ અને સંસ્કાર છે; વિચારો શુદ્ધ અને પવિત્ર છે; ભાવનાઓ ઉન્નત છે; વસ્તુ પુરાણ, ઇતિહાસ તેમજ સાંપ્રત જીવનમાંથી પસંદ કરેલું છે; તેથી આ સંવાદો બાળહૃદયને આકર્ષક તેમજ રૂચિકર થઇ પડશે. વળી આ સંવાદો બાળકોની રંગભૂમિ ઉપર સફળતાથી ભજવી શકાય તેવા છે, બાળકોને તે હોંશથી વાંચવા ગમે તેવા છે. એકદંરે આ સંવાદો બાળકોને ઉપયોગી અને બોધ-પ્રદ નીવડવા સંભવ છે.

આલફ્રેડ હાઇસ્કુલ,
**ભાવનગર.**

**વીઠલદાસ ખીમજી પટેલ**
એમ. એ.
હેડમાસ્તર.

૧૪૫૮૭

# લેખકનુ નિવેદન

માધ્યમિકશાળાના ચોથા ધોરણથી માંડી પ્રાથમિકશાળાના ચોથા ધોરણ સુધીના વિદ્યાર્થીઓને વાંચવા કે ભજવવા અનુકુળ પડે એવા સંવાદો આ સંવાદમાળામાં યોજવામાં આવ્યા છે. શિક્ષક બંધુઓ અગર પોતાનાં બાળકોની કેળવણી માટે કાળજી રાખનારા ગૃહસ્થો પોતાના શિષ્યો અગર બાળકો પાસે આ સંવાદો વાંચશે વંચાવશે તો આપણી આર્ય-સંસ્કૃતિ તરફ તેમનો ભાવ જગાવી શકશે, અને લેખક પોતાની મહેનત સફળ થઇ લેખશે.

આ પુસ્તકને અસ્તિત્વમાં લાવવા નાણાંની મદદ આપવા માટે ભાવનગર રાજ્યની નામદાર કૌન્સિલ ઓફ એડમિનિસ્ટ્રેશનના **મહેરબાન પ્રમુખ સાહેબ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી સી. આઇ. ઇ નો,** તેમજ આ સંવાદમાળાને પ્રકાશમાં લાવવા જે વખતે અવલંબન માત્ર પણ ન હતું તે વખતે કેટલીક અનુકુળતા કરી આપવા બદલ દરબારી કેળવણી ખાતાના મહેરબાન ઉપરી અધિકારી સાહેબ શ્રીયુત વિઠલરાય મહીપતરામ મહેતા એમ. એ. એલ. એલ. બી. નો અને આવી જાતના મારા પ્રયાસમાં પ્રથમથી જ પ્રોત્સાહન આપનાર ભાવનગર આલ્ફ્રેડ હાઇસ્કૂલના મહેરબાન હેડમાસ્તર સાહેબ શ્રીયુત્ વિઠલદાસ ખીમજી પટેલ, એમ. એ. નો મને પ્રોત્સાહન આપવા બદલ તેમજ પોતાના સમયનો ભોગ આપી આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા બદલ હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

વાચકવર્ગને મારી અભ્યર્થના છે કેઃ-કેટલેક સ્થળે વિરામ ચિહ્નોની ભૂલો રહી ગઇ છે તે સુધારી વાંચવા મહેરબાની

કરવી; તેમજ મારા આ પ્રથમ પ્રયાસમાં બીજી પણ કંઇ કંઇ ખામીઓ હશે તે નિભાવી લઈ તે તરફ મારૂં લક્ષ ખેંચવામાં આવશે તો મારા ઉપર ઉપકાર થશે.

છેવટે જે જે ભાઇઓએ આ સંવાદો સાંભળી કે વાંચી પોતાનો અભિપ્રાય જણાવ્યો છે તે સૌ મિત્રાનો અને મારા બે સહકારી બંધુઓ મિ. ગિરધરલાલ ચકુભાઈ છાટબાર અને મિ. મહાશંકર કલ્યાણજી જોશી જેમણે મને આ કામમાં કેટલીક મદદ કરી છે તેમનો આભાર માનું છું.

રાજુલા મિડલસ્કૂલ<br>ચૈત્ર શુદ ૧<br>સં. ૧૯૮૫

પ્રતાપરાય મોરારજી જોશી.

# અનુક્રમણિકા







# સંવાદમાળા

## કન્યા-વિક્રય

### ૧

[ લોભીલાલ બેઠેલા હોય છે. ]

**ધૂર્તલાલ**–( પ્રવેશ કરી ) કેમ, લોભીલાલભાઈ, મઝામાં છો ને ! વેપાર ધંધા તો સારા છે ના !

**લોભીલાલ**–અરે ભાઈ ધૂર્તલાલ ! વેપારની વાત જ કરો માં ! દરરોજ એક બે, એક બે વેપારી ભાંગતા જાય છે અને ગામ મૂકીને ભાગતા જાય છે; કેટલાક થપડાક મારી મોઢું લાલ રાખી રહ્યા છે. પરંતુ એ સ્થિતિ તે ક્યાં સુધી નભશે ? વેપારીને માથે તો હમણાં શનિની દશા બેઠી છે. સવેળા ચેતશે તે બચશે બાકીના ધૂળ મળશે.

**ધૂર્ત૦**–ત્યારે એ સ્થિતિમાંથી ઉગરવાનો, જીવન-નિર્વાહ ચલાવવાનો કોઈ માર્ગ આપે શોધ્યો છે ?

**લોભી૦**–હા ! ભાઇ ! હા. આપણે કાંઈ કાયર થઈ મુંઝાઇને બેસી રહ્યે ચાલે ? આપણે તો રહ્યા આગળમતિયા વાણિયા; એટલે એક નહિ તો બીજો ! બીજો નહિ તો ત્રીજો પણ ગુજરાન પૂરતું કુટી કાઢવાનો કંઈ ને કંઈ ધંધો શોધી જ કાઢીએ. હાલમાં તો ગાંઠે બે પૈસાનો જીવ થાય એવો કન્યાવિક્રયનો નવો ધંધો હાથ લાગ્યો છે; આ ધંધામાં ઉંચ વર્ણના બ્રાહ્મણથી માંડી નીચ વર્ણના કોળી, ભંગી, ધોબી, ચમાર સર્વે ધબોધબ પડવા માંડયા છે.

**ધૂર્ત૦**—ધન્ય છે તમારી અગમચેતીને! ધંધો તો નુકસાન વિનાનો સારો શોધી કાઢ્યો છે; પણ

**લોભી૦**—અરે, પણ ને બણ; આ બાબતમાં તો હજુ ઘણું થઈ શકે તેમ છે. વર અને કન્યાવાળાને સગવડ કરી આપવા, સોદા સસ્તાં સુધારી આપવા, એક 'કન્યાવિક્રય ઉત્તેજક,' કંપની કાઢવાની આવશ્યક્તા છે; અને એવી એક કંપની કાઢવા હું વિચાર કરી રહ્યો છું. વળી આ કંપનીની ગામોગામ અને દેશોદેશ શાખાઓ ખોલવી પડશે; વ્યવહારના ડાહ્યા, પેટના દાઝ્યા, વેપારના થાક્યા અને સ્વાર્થે તાક્યા એજંટો પણ જો'શે. કેમ? છે વિચાર જોડાવાનો? હોય તો બોલી નાંખો; કાલે જ આપણા બન્નેના નામથી 'કન્યા-વિક્રય ઉત્તેજક કંપની' કાઢીએ.

**ધૂર્ત૦**—ઠીક, ભાઈ, ઠીક; ચાલો હું તૈયાર છું. અત્યારે એ ન કરીએ તો કરીએ પણ શું? જાણે વેપારમાં તો લાય લાગી, સાહસ ખેડવાની શક્તિ ન રહી, અને કૃષિ તો ક્યારની પલાયન કરી ગઈ, એટલે પેટ ભરવાનું રહ્યું આવા ધંધાથી. 'પેટ દીયા સોઈ પાપ દીયા હૈ' પાપ કરીને પણ પેટ તો ભરવું રહ્યું.

**લોભી૦**—ગાંડીયો લાગે છે તું તો. એમાં તે વળી પાપ શાનું? ધંધો તો નબળો પાતળો પણ કરવો જ પડે ને?

**ધૂર્ત૦**—ભાઈ લોભીલાલ! જુઓ જાણે કાલે એક મકાન જાહેર રસ્તા ઉપર ભાડે રાખી લઇએ, બૉર્ડ તૈયાર કરાવીએ, અને સાંજ વર્તમાન, ગુજરાતી, ગુજરાત, શારદા વગેરે દૈનિક, સાપ્તાહિક અને માસિકોમાં એ કંપનીની જાહેર ખબર પણ આપીએ. જુઓ, સાંભળોઃ—

[નીચે લખેલી જાહેર ખબર કાગળ ઉપર લખી કાઢી વાંચી સંભળાવે છે.]

## દોડો, દોડો, વહેલા તે પહેલા.

અમારી કંપનીમાં કન્યાવિક્રયનાં સોદા સાટાં કરાવી આપવામાં આવશે, લાકડે માંકડું વળગાડી કન્યાના બાપનું ઘર પૈસે ભરી દેવામાં આવશે. પત્રવ્યવહાર ખાનગી રાખવામાં આવશે. મળો યા લખોઃ—

**કન્યાવિક્રય ઉત્તેજક કંપની.**
એજન્ટોઃ–**મેસર્સ લોભીલાલ** એન્ડ **ધૂર્તલાલ.**
મુ. **ધૂર્તપુરી.**

## ૨

**સ્થળઃ**–માણેકચંદ શેઠનું ઘર.

[ માણેકચંદ શેઠ ગાદી પર બેઠા છે ત્યાં ત્રિપુરાશંકર આવી બેસે છે. ]

**માણેકચંદ**–કેમ ! ત્રિપુરાશંકર ! ક્યારે આવ્યો ? શું કરી આવ્યો ?

**ત્રિપુરાશંકર**–કાકા, કન્યાના બાપને બહુ બહુ સમજાવ્યો, મનાવ્યો, કંઈ કંઈ લાલચો અને મોટી મોટી આશાઓ આપી પણ એ તો એકનો બે ન થયો. કહે કે એવા ઘરડાને દીકરી આપી કરીયાવરમાં જ વૈધવ્ય આપવાનું નીચ કામ આપણાથી તો નહિ બને.

**માણેક૦**–અલ્યા ! તેં વર્ષ કેટલાં કહેલાં ?

**ત્રિપુરાં૦**–કાકા ! તમને તો ૮૦ ઉપર પાંચ સાત વીત્યાં હશે, પણ મ્હેં તો ૬૦ ને આશરે હશે એમ જણાવેલું; ૨૫ તો મેં જાણી જોઇને ઓછાં કહેલાં.

**માણેક૦**–અરે ! ભલા ! બે પાંચ વર્ષ તો વધારે ઓછાં કહેવાં હતાં ! આવો વાતડાહ્યો થઇને મ્હારૂં આટલું કામ પણ ન કરી શક્યો ?

**ત્રિપુરા૦**–કાકા ! મારા ભાથામાં હતાં તેટલાં તો અજમાવ્યાં; કાંઇએ બાકી નથી રાખ્યું, પણ ક્યાંઈ સાટું ન સુધરે તેમાં

હું શું કરૂં ? ક્યાંઈ કોઈ હાજ ભણતું નથી; તો કાકા ! હવે આ ઘડપણમાં પરણુવાની વાત પડતી મૂકી ભજન કરો ભજન !

**માણેક૦**–( જરા ગુસ્સે થઈ ) લે ! આ હું તે વળી ક્યારનો ઘરડો ? આ તારો જ કાકો હમણાં જ ૬૦ વર્ષે પરણ્યો. અરે ! આઘે ક્યાં જવું પડે તેમ છે. પેલો તારો પાડોશી ગલિતદંતવદન ૮૦ વર્ષની ઉમરે, ગઈ મહા શુદ ૧૫ મે પરણ્યો તો મારે ૬૦–૭૫ વરસે પરણતાં શું વાંધો ?

**ત્રિપુરા૦**–અરે ! કાકા ! ગલિતદંતવદન મહા શુદ ૧૫ ને રોજ પરણ્યો તો .ખરો પણ ફાગણ શુદ ૧૫ ની તો એની હોળી થઈ અને બાઇનું બિચારીનું જીવતર ધૂળધાણી થયું. એનો કંઈ ખ્યાલ કરશો ? તમે પણ રોગથી ઘેરાઈ રહ્યા છો, વા તો તમારા શરીરને પોતાનું ઘર માની કાયમનો વાસ કરી રહ્યો છે, તો આ સ્થિતિમાં ન પરણો તો શું અધુરૂં રહી જવાનું છે ? ક્યાં બ્રહ્માનો વંશ જવાનો છે ?

**માણેક૦**–( સક્રોધ ) લે, રાખ રાખ, બહુ ડાહ્યો છું તે જાણ્યો ! ( શાંત પડી ) ભલા માણસ મારૂં આટલું કામ કરશે તો તારૂં મહેનતાણું થોડું જવાનું છે ?

**ત્રિપુરા૦**–કાકા ! આજ ચાર માસથી પગવાળીને બેઠા નથી. તમારા પૈસાની અને મારા શરીરની ખુવારી થાય છે પણ ક્યાંઈ પાટો ચડતો નથી. હવે તો આજે આ સાંજવર્તમાનમાં એક જાહેર ખબર છે એ વાંચો; એમાં તમારો દહાડો થાય–અરે ! ભૂલ્યો–વળે એમ લાગે છે.

**માણેક૦**–ભલા, તું જ વાંચી બતાવ ને !

**ત્રિપુરા૦**–( પ્રેક્ષકો તરફ જોઇ ) આંખે તો ડોસાને સૂઝતું નથી અને વળી પરણુવાના કોડ થાય છે. ભલા ભગવાન !

[ જાહેર ખબર વાંચી સંભળાવે છે. ]

માણેક૦–આજે ને આજે જ એ કંપની પર તાર કરો.
ત્રિપુરા૦–કાકા, આજે તો રવિવાર છે, કાલે તાર કરીશું.
માણેક૦–અરે ! ભલા માણસ ! આવા કામમાં ઢીલ કરવી સારી નહિ. આજને આજ અરજન્ટ તાર કરો.
ત્રિપુરા૦–(તારનું ફૉર્મ શોધી કાઢી, હાથમાં લઈ) બોલો, કાકા શું લખશું ?
માણેક૦–અહિં કાંઈ ગોટપીટ થોડું આવડે છે ? તેં કાંઇક પાટી ઉપર ધૂળ નાખી છે, એટલે તુંજ તારે ફાવે તેમ લખ ને ?
ત્રિપુરા૦–( તાર લખી, વાંચી સંભળાવે છે ) A millionair wanting to marry, Terms to be settled personally. Coming to-morrow at 9 P. M. ( ગુજરાતી કરી બતાવે છે. )
માણેક૦–ભાઈ ત્રિપુરાશંકર, જા વહેલો થા અને લેટ ફી આપવી પડે તો એકને બદલે બે અને બેથી ન સરે તો ચાર; પણ તાર તો કર્યે જ રહેજે, મારો ભાઈ કરૂં.

[ ત્રિપુરાશંકર તાર લઈ જાય છે. ]

## ૩

**સ્થળ**:–કન્યાવિક્રય ઑફિસ. દરવાજે બૉર્ડ લટકાવેલું છે.

પટાવાળો–( ધૂર્તલાલ પ્રવેશ કરે છે તેને ) સાહેબ ! આ એક તાર અને કાગળ આવેલાં છે.
ધૂર્ત૦–મૂકો ટેબલ પર. (પટાવાળો મૂકીને જાય છે, ધૂર્તલાલ વાંચી જુએ છે )
લોભી૦–( પ્રવેશ કરી ) કાં, કેમ, છે કાંઈ ?
ધૂર્ત૦–( ખુશી થતો ) અરે આ તો બગાસામાં જ સાકરનો ગાંગડો; પહેલે જ તડાકે રૂા. ૪–૫ હજારનું સાઝું. જુઓ.

આ એક તાર અને આ એક કાગળ છે. (લોભીલાલને આપે છે) એકને કહેશું વીસ હજાર બેસશે, બીજાને કહેશું પંદર હજાર મળશે અને ખાસા પાંચ હજાર ખાઈ જઈશું.

**પટા૦**–(સલામ ભરી) સાહેબ, એક શેઠ મળવા માંગે છે, અને જણાવે છે કેઃ–તેમનું નામ માણેકચંદ મીલીઓનર છે.

**ધૂર્ત૦**–આવવા દો, એમને.

[ માણેકચંદ અને ત્રિપુરાશંકર આવે છે. શેકહેન્ડ કરી ખુરસી પર બેસે છે. ]

**માણેક૦**–(હાંફતાં હાંફતાં અને ઉધરસ ખાતાં ખાતાં) ભાઇઓ, આપે આ કંપની ઉભી કરી તો અમારા જેવાનાં હવે ઘર મંડાશે અને આપને આશીર્વાદ મળશે.

**ત્રિપુરા૦**–(માણસો તરફ જોઈ) અને કેટલીએ અબળાઓ રંડાશે અને આશીર્વાદથી સેંકડો ગણા શાપ આપશે.

**ધૂર્ત૦**—જુઓ, શેઠ સાહેબ, આપને તો પુરાં ૧૦૦ વર્ષ થયાં હશે એમ લાગે છે; વળી બજારભાવ હાલમાં એટલા તેજ છે કે થોડે ઘણે કંઇ પતશે નહિ.

**માણેક૦**–(કચવાતાં) ભાઇશા'બ, મને તો માંડમાંડ ૬૦–૬૫ વર્ષ થયાં હશે. આ જરા સુખનાં પળી છે એટલે બે પાંચ વર્ષ વધારે લાગે; કેમ! ત્રિપુરાશંકર! ખરૂં ને?

**ત્રિપુરા૦**–હા, કાકા! હું તો તમને આવડા ને આવડા ભાળું છું. બાકી વર્ષ તો ઝાઝાં નહિ હોય. મ્હને કાલે હળવેક દઇને ૫૫ મું બેઠું છે.

**લોભી૦**–એ તો ભલા સમજ્યા. અમારાથી બનશે એટલો લાભ તો આપને કરશું પરંતુ રૂખ જોતાં ૨૫ હજાર તો સહેજે બેસશે, અને એ વાત કબુલ હોય તો અમારી મારફત વાત ચલાવવી, નહિતર તમે જાણો ને તમારૂં કામ જાણે.

**માણેક૦**–અરે ભાઇ ! ( ત્યાં તો પટાવાળો આવી દેવશી આવ્યાની ખબર આપે છે )

**પટા૦**–( સલામ ભરી ) સાહેબ ! ગામડેથી એક વાણીયો આવ્યો છે અને જણાવે છે, કે તેનું નામ દેવશી છે અને આપને મળવા માગે છે.

**ધૂર્ત૦**–( માણેકચંદને ) શેઠ, જરા આપ આ પાસેના ખંડમાં પધારો તો; એક કન્યાનો પિતા મળવા આવ્યો છે અને બનશે તો આજે જ ચોસલું બેસારી દઇશું. (પટાવાળાને) એને પ્રવેશ કરાવ.

**માણેક૦**–( ઉભો થઇ ) હા લ્યો ભાઈ હું આ ચાલ્યો. આપ જે કહેશો તે મારે કબુલ છે, પણ બનતાં સુધી આજે જ આ કામ પતાવી નાંખો.

[ ત્રિપુરાશંકર સાથે બાજુના ખંડમાં જાય છે. ]

**દેવશી૦**–( પ્રવેશ કરી, સલામ ભરી, બેસે છે ) આપ સાહેબને મારો કાગળ મળ્યો છે ?

**ધૂર્ત૦**–હા, તમારો કાગળ મળ્યો છે. એક ઉમેદવાર પણ આવેલા છે. બોલો, તમારી કન્યાને કેટલાં વર્ષ છે ?

**દેવશી૦**–સાહેબ, મારી દીકરીને આશરે ૧૮–૨૦ થયાં હશે અને એ તો રૂપ રૂપનો અવતાર છે.

**લોભી૦**–દેવશી શેઠ ! જુઓ હાલમાં બજારભાવ બહુ મંદા છે; પરંતુ તમે ગરીબ અને ગામડાના માણસ રહ્યા એટલે તમને બે પૈસા વધારે અપાવવા આ અમારા ધૂર્તલાલ-ભાઇનો આગ્રહ છે.

**ધૂર્ત૦**–( ડાહ્યું મ્હોં કરી ) હા શેઠ, અમારે તો અમારા આડતીઆને બે પૈસાનો ગણ થાય એમ કરવાનો ઇરાદો છે. હાલ તો તમને રૂા. ૧૦,૦૦૦ મળશે, સમજ્યા ?

**દેવશી૦**-અરે, શેઠ ! મારી કન્યા તો દેવકન્યા સમાન છે ! જરા ૨૦૦-૫૦૦ નો તો વધારો કરો !

[ વિનોદચંદ્ર પ્રવેશ કરે છે. ]

**વિનોદચંદ્ર૦**-કેમ, ધૂર્તલાલ ! અરે, લોભીલાલ ! કેમ ! હાલમાં તો મળતા પણ નથી ! અરે ભલા એવા તે શા કામમાં પડી ગયા છો કે મળવા આવવા જેટલી પણ ફુરસદ નથી !

**ધૂર્ત૦**-ભાઈ વિનુ, અમે " કન્યા-વિક્રય-ઉત્તેજન " એ નામની એક નવી કંપની સ્વાર્થ અને પરમાર્થ સાધવા કાઢી છે અને એને અંગે એટલું બધું કામકાજ રહે છે કે ઘડીની પણ ફુરસદ મળતી નથી. જુઓ આ તાર અને આ કાગળ.

**વિનોદ૦**-( ગુસ્સે થઇ ) અરે આ શું ? આ કોણ છે ?

**દેવશી૦**-( વિનોદચંદ્રને ) ભાઇ શા'બ, આ લોભીલાલભાઈ અને ધૂર્તલાલભાઇનું સારૂં થાઓ કે અમારા જેવાનાં કામ ઝટ પતશે, દીકરીઓ ઠેકાણે પડશે અને બે પૈસા પણ મળશે.

**વિનોદ૦**-અરે દુષ્ટો ! આ શો ધંધો લઇ બેઠા છો ! પેટ ભરાતું ન હોય તો ફોડી નાખો, પરંતુ આ અધમ ધંધાનો આશ્રય ન લો. પાપાત્માઓ ! તમારી તરફ રક્ષણને માટે એકી ટશે જોઇ રહેનારી, ગાર્હસ્થ્ય ધર્મને દીપાવવા સર્જાએલી, સંસારનો અવનવો લ્હાવો લેવાનાં સ્વપ્ન ઘડનારી, તમારી ઉગતી ઉછરતી સુકોમળ બાળાઓનાં જીવન ધૂળ મેળવો છો એથી વધારે નિર્દયતા બીજી શી હોઇ શકે ? કસાઇનાં કામો કરતાં પણ તમારાં કાર્યો વધારે હલકાં છે. કસાઇ મરેલાં પ્રાણીનું માંસ સોંઘે ભાવે વેચે છે તમે જીવતાં પ્રાણીનું. અરે ! તમારે ખોળે ઉછરી મોટી થએલ,

તમારી બાળાઓનું માંસ અતિ મોંઘે ભાવે વેચો છો અને એ રીતે પ્રાપ્ત કરેલ પૈસાથી દીકરાઓ પરણાવી વાહવાહ કહેવડાવવા વાજાં વગડાવો છો, ફુલેકાં ચડાવો છો ! તમારા દંભની શી વાત કરૂં ? ધાર્મિક કહેવડાવવા એ જ પૈસાનાં દાન આપી દાનેશ્વર થવાનો દાવો કરો છો ! નોકારશી અને નાતો જમાડી ધર્મરક્ષક હોવાનો ઢોંગ કરો છો ! ધિક્કાર છે એ તમારાં દાનને અને ધાર્મિકતાને, કે જેનાં બીજરૂપે હજારો માતાઓ, બ્હેનો અને આર્ય-યુવતિઓ દુઃખથી રીબાઇ રીબાઇ છાને ખુણે ચોધાર અશ્રુ પાડે છે. સંતાપાગ્નિમાં સળગ્યાં કરે છે અને દુઃખમાં રીબાઇ રીબાઈ પિતાના અને દેશના નામ ઉપર હજારો અભિશાપ વરસાવે છે.

તમારે સ્વતંત્રતા જોઇએ, સ્વચ્છંદ જોઇએ, સંસારનાં સર્વ સુખો જોઇએ; અને એ બધું ન જોઇએ એ નિર-પરાધી અબળાને કે જે પિતાની દ્રવ્યલાલસાથી, ‘ દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય ’ એવી નમ્ર માન્યતાથી રંડાઈ છાને ખૂણે અશ્રુપાત કરે. જરા તો વિચાર કરો !

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય;
મુવા ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય.

આ ગરીબ રાંક અબળાઓના રાતદિવસના નિસાસાથી જ આપણી આ ગુલામી દશા આવી છે. ભાઈઓ ! હવે તો હદ થાય છે. જરા આંખ ઉઘાડી જુઓ કે ભારતની શી સ્થિતિ છે ! જરા વિચારો અને આ કન્યાવિક્રયનાં કુડાં કામ છોડી દો !!!

**ધૂર્તલાલ અને લોભીલાલ** } ભાઈ વિનોદચંદ્ર, હવે અમે જાગ્યા, સમજ્યા. જરૂર પડશે તો પેટ ભરીશું કોશ કોદાળી અને પાવડાથી; પણ નહિ કરીએ આ ધંધો.



# દશરથની કચેરીમાં વિશ્વામિત્ર

( **સ્થળ**:-દશરથ રાજાની કચેરી ). દશરથ રાજા કચેરી ભરી બેઠા છે. વસિષ્ઠ મુનિ બિરાજમાન છે. અનુચર આવી વિશ્વામિત્ર આવવાના ખબર આપે છે.

**અનુચર**-( નમન કરી ) મહારાજ! મુનિવર વિશ્વામિત્ર પધારે છે.

**દશ૦**-પૂજન સામગ્રી તૈયાર કરો તથા સર્વ કુંવરોને પણ ઋષિવરનાં દર્શન કરવા અત્રે લઈ આવો.

**વિશ્વા૦**-( વિશ્વામિત્ર પ્રવેશ કરે છે. રાજા તથા આખી કચેરી ઉભા થઇ નમન કરે છે. ઋષિ હાથ ઉંચા કરી રાજાને આશીર્વાદ આપે છે. ) રાજન્! તમારો જય થાઓ.

[ રાજા પૂજન સામગ્રીથી ઋષિનું પૂજન કરે છે. ]

**દશ૦**-( પૂજન પૂર્ણ થતાં હાથ જોડી ) મહાત્મન્! આપના દર્શનથી કૃતાર્થ થયો. ધનભાગ્ય મ્હારાં કે આજે આપ જેવા પવિત્ર, સંયમી અને જગતના કલ્યાણ અર્થે યજ્ઞાદિ પ્રવૃત્તિ કરનાર મુનિ શ્રેષ્ઠની સંગતિનો અલભ્ય લાભ પ્રાપ્ત થયો; અને અતીથિનાં સત્કાર અને સેવા કરવાનો જે ગૃહસ્થ ધર્મ છે તે બજાવવાનો અમૂલ્ય અવસર મ્હને મળ્યો. મ્હારો આજનો દિવસ ધન્ય છે. આશ્રમમાં સર્વત્ર કુશળતા તો છે ને?

**વિશ્વા૦**-રાજન્! તમારા જેવા ક્ષાત્ર-તેજવાળા, ક્ષત્રિય-કુલ-દીપક, ભાનુ-વંશ-ભૂષણ ભૂપતિ રાજ્યાસન પર વિરાજે છે ત્યાં કોઇને જરા પણ ભય કે દુઃખ, સંતાપ કે શોક કરવાનું કારણ જ નથી.

[ ચારે પુત્રો પ્રવેશે છે; પિતાને તથા વસીષ્ઠ અને વિશ્વામિત્રને નમન કરે છે, પિતાની પાસે બેસે છે. ]

(દશરથ આત્મજોને) વત્સો, ચિરાયુ હો! સૂર્યકુળને દીપાવો અને પ્રજાનું રક્ષણ કરો!!

**દશ૦**–કૃપાળુ મુનીશ્વર! આપનાં દર્શનથી આજે કૃતાર્થ થયો છું. કંઇ કામ સેવા ફરમાવવા કૃપા કરશો?

**વિશ્વા૦**–કાકુત્સ્થ! તમે રાજાઓમાં સિંહસમાન પરાક્રમી છો, તમારા જેવો પૃથ્વી ઉપર બીજો કોઇ રાજા નથી. હું એક કામ માટે તમારા પાસે આવ્યો છું. પ્રથમ તમે પ્રતિજ્ઞા કરો કેઃ–તમે મ્હારા કહેવા પ્રમાણે કરશો.

**દશ૦**–મહર્ષિ! જે આજ્ઞા હોય તે સુખેથી ફરમાવો. સૂર્યવંશની પરંપરાથી ચાલતી આવેલી નીતિ છે કે આંગણે આવી ચડેલ અર્થી અર્થ પ્રાપ્તિ વિના પાછો ન જ જાય. એ કુલધર્મનો લોપ પ્રાણાંતે પણ થવા નહિ જ દઉં.

**વિશ્વા૦**–દશરથ! મેં એક યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો છે, અને તેટલા માટે મેં યજ્ઞની દિક્ષા પણ લીધી છે; પરંતુ એ યજ્ઞ હજુ પૂરો કરી શકયો નથી. મારીચ અને સુબાહુ નામના બળવાન, કુટિલ અને દુષ્ટ રાક્ષસો વારંવાર એ યજ્ઞમાં વિઘ્ન કરે છે, તેમણે વારંવાર મારા યજ્ઞનો નાશ કર્યો છે. આમ મારો બધો શ્રમ નિષ્ફળ જાય છે. આથી તમારા પાસે એટલીજ માગણી છે કે આપના પ્રતાપી પુત્ર રામને તેમના નાનાભાઇ લક્ષ્મણ સહિત એ રાક્ષસોના સંહારાર્થે, મારા યજ્ઞની રક્ષા અર્થે, મ્હારા કાર્યની સિદ્ધિ અર્થે મારા સાથે મોકલો.

**દશ૦**–(મ્લાન થઇ) ઋષિવર! આંખની કીકી સમાન, આંધળાની એક આંખ સમાન, બાળપણ પણ જેનું વીત્યું નથી એવા પ્રાણથી પણ અધિક વ્હાલા પુત્રોને વેગળા કરવાના વિચાર માત્રથી પણ પ્રાણ નીકળું નીકળું થઇ જાય છે; રાવણ–પ્રેરિત એ દુષ્ટ રાક્ષસો સામે સંગ્રામમાં

ઉભો રહેવા હું પણ શક્તિમાન નથી, તો સુકુમાર બાળક રામ જેને શસ્ત્રવિદ્યાનું પણ પુરૂં જ્ઞાન નથી તે એ રાક્ષસોને રણમાં રોળવા ક્યાંથી સમર્થ હોય ? પુત્રને લઇ જવાની આ માગણી સિવાય અન્ય જે કંઈ આપ માગો તે આપના ચરણમાં ધરવા હું તૈયાર છું. આપના યજ્ઞના રક્ષણ અર્થે હું પોતે મારા સર્વ સૈન્ય સાથે આવી આપની સેવા બજાવવા તત્પર છું; તો કૃપા કરી મ્હને એ કાર્ય કરી જીવન સફળ કરવાનો લ્હાવો લેવાની તક લેવા દો; મ્હારી આ વિનંતિ સ્વીકારો અને એ ઉગતાં ઉછરતાં બાળકોને એ દારૂણ યુદ્ધ માટે લઈ જવાની વાતનો ત્યાગ કરવા કૃપા કરો.

**વિશ્વા૦**–( ઉગ્રતાથી–ઉંચે સાદે ) હે રાજા ! પ્રથમ મ્હારા કહેવા પ્રમાણે કરવાની તું પ્રતિજ્ઞા લે છે, અને હવે એ પ્રતિજ્ઞાનો પરિત્યાગ કરવા ઇચ્છે છે, એ તારા પવિત્ર કુળને છાજતું નથી. જો તું તારી પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર ન હો તો હું આ ચાલ્યો.

[ જવા તૈયાર થાય છે ]

**વસિ૦**–(વિશ્વામિત્રને જતા અટકાવી, શાંત કરી, દશરથપ્રતિ) રાજન્ ! કરેલી પ્રતિજ્ઞા મિથ્યા થાય, આપેલું વચન ન પળાય, આંગણે આવેલ અર્થી અર્થ–પ્રાપ્તિ વિના નિર્મુખ જાય, તો પછી કુળપ્રથા કેમ સચવાય ? ક્ષાત્ર–ધર્મ કે ગૃહસ્થ–ધર્મ કેમ જળવાય ? રાજાજી, વિચાર કરો; તમારા કુળની રીતિ તો એવી છે કેઃ—‘ પ્રાણ જાય તો ભલે પણ વચન તો નજ જાય.’ માટે પુત્ર સંબંધેનો સ્નેહાતિરેક જરા ઓછો કરો, કરેલી પ્રતિજ્ઞા સત્ય કરો, અને રામ લક્ષ્મણને વિશ્વામિત્ર સાથે જવા રાજીખુશીથી આજ્ઞા કરો. આપ આમ ક્ષાત્ર ધર્મને ત્યજશો તો અન્ય કોણ

પાલન કરશે ? પુત્ર રામ એવા પ્રતાપી અને વીર છે કે કરોડો રાક્ષસો પણ એમને ઈજા કરવા અસમર્થ છે. એ બાળક છે, પરંતુ એની નસેનસે ક્ષત્રિયનું લોહી વહે છે, સૂર્યકુળની વીરતા એને વરેલી છે અને આપનું બાહુબળ એનામાં સંપૂર્ણપણે ભરેલું છે. માટે આપ ચિંતા પરિહરો અને વીરતાની વરમાળા વરવાનો આ અલભ્ય લાભ એમને લેવા દો.

**દશ૦**–( વાત્સલ્યને લીધે અશ્રુભીની આંખે ) પરમ પુજ્ય ગુરૂ શ્રી ! આપ કહો છો તે બરાબર છે, પરંતુ જેને આંખથી અળગા કર્યા નથી, જેને સંસારનો ઉન્હો વા પણ વાયો નથી એવા રામ અને લક્ષ્મણને નજરથી વેગળા કરતાં પણ જીવ ન ચાલે તો એ રાવણ–સહાય રાક્ષસો સામે લડવા મોકલતાં મન કેમ માને ?

**વસિ૦**–રાજાજી ! અમંગળની આશંકા દૂર કરો અને અનુજ સહિત રામને યજ્ઞ–રક્ષા કરવા મોકલો. મ્હને ખાત્રી છે છે અને મ્હારો અંતરનો આશીર્વાદ છે કે એ બન્ને કુમારો રાક્ષસોને મારી યજ્ઞનું રક્ષણ કરશે, સૂર્યવંશની કીર્તિ વધારશે અને આપની નામના નવે ખંડમાં ફેલાવશે.

**દશ૦**–( સંતુષ્ટ થઇ ) આપ ઋષિવરોની જ્યારે એવી જ ઇચ્છા છે તો હું આપ સાથે સંમત થઉં છું ( વિશ્વામિત્ર તરફ ) આપ સુખેથી રામ લક્ષ્મણને લઈ જાઓ; મ્હારા એ પુત્રોનું રક્ષણ કરજો. ( વસિષ્ઠને ) ગુરો, આપે મ્હને ઉપદેશ આપી કર્તવ્યભ્રષ્ટ થતો બચાવ્યો એ માટે આપનો અત્યંત ઉપકાર માનું છું.



## ભરતનાં બંધુભાવ અને નિઃસ્વાર્થ વૃત્તિ

[ શોક સાગરમાં ડુબેલા ભરતજી બેઠા છે, ત્યાં નોકર આવી ગુરૂ વસિષ્ઠના આગમનના ખબર આપે છે ]

**અનુ૦**–કૃપાલુ ગુરૂદેવ પધારે છે.

[ વસિષ્ઠ આવી પહોંચે છે અને બન્ને હાથ ઉંચા કરી આશીર્વાદ આપે છે. ]

**ભરત**–(ઉભા થઇ બન્ને હાથ જોડી) ગુરૂદેવ ! આપને પ્રણામ કરૂં છું.

**વસિ૦**–વત્સ ચિરાયુભવ. ( બન્ને બેસે છે ) બેટા રાજાજીના મૃત્યુ માટે આ શોક ન ઘટે, એ તો પોતાનાં સત્કર્મ અને યશથી જીવતા જ છે.

**ભ૦**–( અતિ દીન સ્વરે ) ગુરૂજી ! આ કુલાંગારને લીધે રામ અને લક્ષ્મણ જેવા ભાઇ, અને લાવણ્ય તથા કોમળતાની મૂર્તિ સમાં સીતાજીને વનવાસ વેઠવો પડે છે એ વિચારથી હૃદય ચીરાઈ જાય છે, સંતાપાગ્નિમાં શરીર બળ્યાં કરે છે અને મનોવ્યથા શાંત કરવાનો કોઈ ઉપાય હાથ લાગતો નથી.

**વસિ૦**– ( આશ્વાસન આપતા ) વત્સ ભરત ! ભાવિ પ્રબલ છે અને હાનિ અથવા તો લાભ, જીવન અને મરણ, યશ અને અપયશ એ સર્વ વિધિના હાથની વાત છે એમાં શોચ કરવો નિરર્થક છે.

**ભ૦**–કૃપાલુ ! આ શોકસાગરમાંથી, કર્તવ્ય અકર્તવ્યની મુંઝવણ-માંથી તારનાર અને રસ્તો બતાવનાર આપ જેવાની મ્હારા ઉપર કૃપાદૃષ્ટિ છે એમ મન મનાવી આ દેહ ટકાવી રહ્યો છું.

**વસિ૦**–ભરત ! તું સુજ્ઞ, સુચરિત અને નીતિજ્ઞ છું; પિતાનું વચન પાળવું એ પુત્રનો પ્રથમ ધર્મ છે.

**ભ૦**–( વિહ્વલતાથી ) ગુરૂદેવ ! પિતાના વચનનું પાલન કરતાં માન, યશ અને સ્વર્ગની પણ હાનિ થાય છે. કોઈ અન્ય સરલ રસ્તો નથી કે જેનો સ્વીકાર કરવાથી મારૂં તેમજ અયોધ્યાની પ્રજાનું કલ્યાણ થાય અને સૂર્યવંશની કીર્તિ જળવાય.

**મંત્રી૦**–( સાશ્ચર્ય ) ભરતજી ! આ શી કાયરતા ? પિતા જેને વારસ નીમે એ રાજા થાય એ ચાલતી આવેલી રૂઢિ છે. લક્ષ્મીએ કરેલો ચાંલ્લો ભૂસી કાં નાખો ?

**ભ૦**–( આશ્ચર્ય, ઘૃણા અને નિર્ભત્સર્નાના મિશ્રિતભાવથી ) મંન્ત્રીજી, તમે ! આ વાકયો શું સૂર્યવંશી રાજાના સચિવના મુખમાંથી નીસરે છે ? એ સ્વાર્થપરાયણતા, એ રાજ્યલોભ અને એ નીતિને નવગજના નમસ્કાર. જેણે રમતમાં પણ કદિ મ્હારૂં મન દુભવ્યું નથી, જેની મારા ઉપરની બંધુભાવની લાગણી નિઃસીમ છે એ રામચંદ્રજી વલ્કલ ધારણ કરે અને હું રાજ્ય ભોગવું ? એ રણવગડે રખડે અને હું સુખચેનમાં રહું ? ( ગુસ્સાથી ) ન જોઇએ મ્હને એ રાજ્ય, વૈભવ કે રાજ્યલક્ષ્મી. ( દીનપણે ) ગુરૂદેવ ! કાંઇક રસ્તો બતાવી સેવક પર અનુગ્રહ કરો.

**વસિ૦**–ત્યારે તારો શું વિચાર છે ?

**ભર૦**–કૃપાલુ ! આ દાસ તો એમજ ઇચ્છા રાખે છે કે ભગવાન્ રામચંદ્રજી પાસે જવું અને તેમની આજ્ઞાનુસાર વર્તવું.

**વસિ૦**–એ વિચાર અતિ સ્તુત્ય છે, એમ કરવામાં જ સર્વનું કલ્યાણ સમાએલું છે.

**ભર૦**–( મંન્ત્રીને ) મંત્રીજી ! કાલે જવાની સર્વ તૈયારી કરો; અભિષેકની સર્વ સામગ્રી સાથે લેજો.

**મં૦**–જેવી આજ્ઞા, પ્રભુ !

[ જાય છે. ]

[ વસિષ્ઠ તેમજ ભરત પણ જાય છે ]

## પ્રવેશ ૨ જો

[ રામ લક્ષ્મણ બેઠા હોય છે ત્યાં એક ભીલ દોડતો આવી ભરતના લશ્કર સહિત આવવાના સમાચાર આપે છે ]

**રામચંદ્રજી**–( ચિંતાયુક્ત સ્વરે ) અરે ! એવી તે શી આફત આવી હશે કે ભરતજીને અત્રે આવવાની જરૂર પડી હશે ? અવશ્ય કંઇક અનિષ્ટ બન્યું હશે.

**લક્ષ્મણજી**–( સક્રોધ ) પિતાજી પાસેથી લીધેલાં વચનોથી વનવાસ વેઠાવ્યો, રાજ્યનો ધણી થયો અને અહિં પણ પગવાળી બેસવા દેવા માંગતો નથી. શી અધમતા ! શી સ્વાર્થપરાયણતા ! ! શું નિષ્ઠુરપણું ! ! !

**રામ૦**–ભાઇ ! શાંત થાઓ. ભરતજીમાં એ અવગુણ ન જ સંભવે. એમનું આગમન કંઈ કારણસર જ હશે. મહાદેવના ચરણના શપથ લઇ કહું છું કે ભરત સમાન ભાઈ દુનિયામાં થયો નથી, થશે નહિ, કે બીજો છે નહિ.

**લ૦**–(કંઇક શાંત થઇ) મોટા ભાઈ, આપની વાત સત્ય છે, ભરતજીની ભલમનસાઇ વિષે તો મને પણ શંકા નથી; પરંતુ રાજ્યમદ એ એવી વસ્તુ છે કે તેણે અનેકને અનીતિને માર્ગે દોર્યા છે. અને એજ રાજ્યમદ પ્રેરિત ભરત લશ્કર લઇ આવ્યો હોય એ સંભવિત છે. આપની આજ્ઞા હોય તો બન્ને ભાઇઓને રણમાં રોળી એ પાપીઓને પાપનો બદલો આપું.

**ગુહરાજા**–( પ્રવેશ કરી, નમન કરતાં,) ભગવન્, ભરત, ગુરૂજી અને માતાજી પુરજન સહવર્તમાન આપનાં દર્શન કરવા આવે છે.

**રામ૦**–જોયું ! ભાઈ લક્ષ્મણ ! સાહસમાં ઝંપલાવ્યું હોત તો કેવું વિપરીત પરિણામ આવત ?

લક્ષ્મ૦—ભગવન્ આપનું કહેવું યથાર્થ છે.

[ રામચંદ્રજી તથા લક્ષ્મણજી ઉઠી ગુરૂને સામા લેવા જાય છે. સર્વ મળે છે. ]

### ૩

[ સર્વ બેઠા છે ]

રામ૦—કૃપાલુ ગુરૂદેવ! આ સેવકપર કૃપા કરી તે માટે આપનો ઋણી છું. સેવા બતાવી અધિક કૃતાર્થ કરશો.

વસિ૦—રામચંદ્ર! આ ભરત અત્યંત શોકસાગરમાં ડુબ્યા છે; તેમનું મન રાજી થાય, તેમનો સંતાપ દૂર થાય, અયોધ્યાની આ વફાદાર પ્રજાનાં મન રંજન થાય અને સર્વનું કલ્યાણ થાય એવા ઉપાય લેવા એ તમારો ધર્મ છે.

રામ૦—(નમ્રતાથી) અવશ્ય. પ્રિયભાઇ ભરતનો અને અયોધ્યા વાસીઓનો સંતાપ દૂર કરવા આ સેવકથી બને તે કરવા તે તત્પર છે.

વસિ૦—ભરત! તમારૂં નિવેદન ભગવાન્ રામચંદ્રજીની સેવામાં રજુ કરો.

ભર૦—મોટા ભાઇ! આ સેવકની નમ્ર અરજ છે, પ્રજાની અંતરની ઇચ્છા છે કે અભિષેક કરવાનો સામાન આણ્યો છે તો આપનો અભિષેક કરવાની અમારી ઇચ્છા પૂરી કરો, પુનઃ પુરમાં પધારો, રાજ્યગાદી સ્વીકારો, સેવકને કૃતાર્થ કરો અને પ્રજાને સુખી કરો.

રામ૦—ભાઇ! આ તમારાં ઔદાર્ય, નિર્લોભ અને બંધુભાવ જોઇ મ્હારૂં અંતર ઠરે છે; પરંતુ સૂર્યવંશી ક્ષત્રિયોની મોટાઇ વચન પાળવામાં જ છે. વચનભંગ એ મૃત્યુથી પણ વિશેષ છે. પિતાનું વચન ન પળાય તો કુળને કલંક બેસે.

ભ૦–( અત્યંત દીલગીર થતાં ) આપનો એકેએક અક્ષર મને સત્ય લાગે છે પરંતુ જેના ઉપર મ્હારો હક્ક નથી એનો સ્વીકાર મ્હારાથી પણ કેમ જ થાય ? આપ વનવાસનાં દુઃખ ભોગવો અને હું મહેલોમાં વૈભવ માણું એ કેમ બને ?

રામ૦–વહાલા બંધુ ! આપણા હિતચિંતક, વેદવિશારદ, શાસ્ત્ર-નિપુણ ગુરૂજી હાજર છે ત્યાં આ વાતની આપણને શી ચિંતા ? ( ગુરૂ તરફ ફરી તેમને સંબોધી ) ભગવન્, આ મુશ્કેલીમાંથી નીકળવાનો અમને રસ્તો બતાવો, બચાવો અને અનુગ્રહ કરો.

વસિ૦–ભરત રાજ્યગાદી સ્વીકારે એમ નથી જ; એટલે એવો તો તોડ કાઢવો પડશે કે જેથી તમારા પિતાનું વચન વ્યર્થ ન જાય, આપના વિયોગથી દુઃખી થતા ભરત અને પુરજનોની મનોવ્યથા દૂર થાય અને સૂર્યવંશની કીર્તિ જળવાય.

ભ૦–( અતિ દીનસ્વરે ) પ્રભુ ! મ્હારી પણ એ જ વિનંતિ છે.

રામ૦–ગુરૂજી ! આપ સંમત થતા હો તો મ્હારી અલ્પમતિ તો એ રસ્તો બતાવે છે કે મારા પિતાના વચન મુજબ મ્હારે ૧૪ વર્ષ વનવાસ સેવવો, ભરતજીએ તેટલી મુદત રાજ્યવ્યવસ્થા જાળવી પ્રજા અને કુટુંબનું પાલન કરવું અને ચૌદ વર્ષ વીત્યા બાદ આપની આજ્ઞા માથે ચડાવવા આ સેવક તૈયાર છે.

ભ૦–પ્રભુ, આપની આજ્ઞા મ્હને શિરસાવંદ્ય છે ને આપનો પાડ માનું છું કે મારે માથેથી અપયશનું વાદળ વિખેરી નાંખી, આવેલી આપત્તિમાંથી ઉગારી લેવા આપે આ તોડ કાઢયો; વળી સાથે સાથે પિતાનું વચન પણ ફોક ન થયું. છેલ્લી એક જ અભ્યર્થના છે કે આપની પાદ-

પાદુકા આપો તો તેને સિંહાસન પર આપને સ્થાને પધરાવી રાજ્યવ્યવસ્થા સાચવું.

વસિ૦–( સહર્ષ ) સદ્‌ભાગ્ય છે આર્યાવર્તનું કે જ્યાં આવા એકવચની, પિતાને પ્રભુ માનનાર પુત્રરત્નો જન્મ પામે છે, ભરતજી જેવા ન્યાયપરાયણ અને નિઃસ્વાર્થ ભાઇ થાય છે. પુત્રો, તમારો આ સંપ, સેવાભાવ, પિતૃભક્તિ, ન્યાયપરાયણુતા જોઇ મ્હારો અંતરાત્મા ઉલ્લસે છે. શુભં ભવતુ !!!



# ભીમ અને યુધિષ્ઠિર

**સ્થળઃ**-સમય પાંડવ ગુપ્ત નિવાસ.

[ ભીમસેન અને યુધિષ્ઠિર બેઠા વાત કરતા હોય છે. ]

**ભીમ૦**- મ્હોટાભાઇ ! આપણી પરિસ્થિતિને અનુલક્ષી દ્રૌપદીએ જે આવેશયુક્ત અને શબ્દે શબ્દે વીરત્વ ઝરતાં વાક્યો કહ્યાં છે એમાં એટલી બધી વ્યવહારિકતા અને ક્ષત્રિય ધર્મ સમાએલાં છે કે એ વીરત્વ, આવેશ, વ્યવહારિકતા અને ક્ષત્રિય ધર્મનો સંયોગ બ્રહસ્પતિનાં વચનોમાં પણ દુર્લભ છે; આપના જેવા વચનોના ગુણગ્રાહી અને વિચારશીલ પુરૂષે એ એક સ્ત્રીના મુખમાંથી નીકળેલાં વચનો છે એમ ગણી એ તરફ ઉપેક્ષા બુદ્ધિ રાખવી યોગ્ય નથી.

**યુધિ૦**-ખરેખર, દ્રુપદ-તનયાનું કહેવું સોળ વાલ અને એક રતિ છે; પરંતુ અત્યારે તો હું પ્રતિજ્ઞા-બંધને બદ્ધ છું. પ્રતિજ્ઞ ભંગ એ અધર્મ; અને અધર્મનું આચરણ તો જીવ જતાં પણ ન થઇ શકે. એટલે આ પરિસ્થિતિમાં સહનશીલતા, ક્ષમા, અને શાંતિ રાખી રહેવું એ જ યોગ્ય છે.

**ભીમ૦**-અરે ! એક અબળાનાં વીતક, બળાપો અને દુઃખ સાંભળતાં સામાન્ય મનુષ્યની ક્ષાત્રવૃત્તિ પણ ઉત્તેજીત થયા વિના ન રહે; ત્યારે આ તો આપ જેનું રક્ષણ કરવા, દુઃખ નિવારવા, જેને સંસારનાં સર્વ સુખ આપવા અગ્નિ સમક્ષ બંધાયા છો એને જ માથે દુઃખના ડુંગર તૂટી પડે, એને ભર સભામાં વસ્ત્રહીન કરવાના પ્રયાસ કરવામાં આવે, સચ્ચરિત અને સાધુ પુરૂષને સાંભળવામાં પણ દોષ લાગે એવાં અપમાનભર્યા વચનો આપની જ

સમક્ષ સંભળાવવામાં આવે અને છેવટે અત્યારની આ કંગાળ સ્થિતિમાં રહેવાનો વખત આવે, છતાં આપનું તો એક રૂંવાડું પણ ધ્રુજતું નથી એથી વધારે દુઃખની વાત બીજી શી હોઇ શકે ? આ શાંત વૃત્તિ, સહનશીલતા અને ક્ષમા તો શોભે તપોધન બ્રાહ્મણોને, વનવાસીઓને, ત્યાગીઓને. ક્ષત્રિયોમાં એ ગુણ ન ગણાય; પરંતુ એ તો નિંદ્ય કાયરતા, નિર્વીર્યતા અને ભીરૂતા લેખાય. ક્ષત્રિયોને તો શોભે વીરત્વ, સાહસ અને શૌર્ય.

યુધિ૦–ભાઈ ભીમસેન ! દ્રૌપદીને જે જે વીત્યું છે, તેમજ અત્યારે આ વનવાસનાં દુઃખ સહન કરવાં પડે છે, તમારે સર્વ ભાઈઓને પણ મારે લીધે સહન કરવું પડે છે એથી મને અત્યંત લાગી આવે છે. (ગળગળા થઈ જાય છે) શકુનિએ કપટ કરી મને દ્યૂતમાં હરાવ્યો અને **अवश्यं भाविनो भावा भवन्ति महतामपि** એ ન્યાયે જે થવાનું હતું તે થયું. ગમે તેમ થશે તો પણ મારાથી પ્રતિજ્ઞા ભંગ તો નહિ જ થાય. ૧૩ વર્ષ તો સુખ દુઃખે કાઢવાં જ પડશે.

**ભીમ૦**–રાજન્ ! શકુનિએ દ્યૂતમાં કપટ કર્યું, દુર્યોધન અને આપની વચ્ચે રમત રમાવી જોઇએ એને બદલે શકુનિ આપના સાથે રમવા બેસે એ યોજના થઇ,–આ બધું શું બતાવે છે ? એ બતાવે છે દુર્યોધનની દુષ્ટતા, કૌરવોની કપટ નીતિ અને છેતરપિંડી; તો પછી એમના સાથે શા માટે આચરવો જોઇએ ન્યાય પુરઃસરનો વર્તાવ ? એ તો **शठं प्रति शाठ्यं कुर्यात्** એ જ યોગ્ય છે. તેર વર્ષ વીત્યા પછી પણ મદાંધ અંધ પુત્ર લડાઇ વિના, લોહીની નદી વહેવડાવ્યા વિના, આપણને આપણું રાજ્ય પાછું નહિ જ આપે તો પછી અત્યારે શા માટે યુદ્ધનો

આરંભ ન કરવો? વખત જતો જાય છે તેમ તેમ આપણા પક્ષના સર્વ રાજાઓને એ પોતાના પક્ષમાં ભેળવી પોતાનો પક્ષ સબળ બનાવતો જાય છે. ધર્મ, સત્ય અને પ્રતિજ્ઞાના બ્હાનાં કાઢી બેસી રહેવાથી શું વળવાનું છે? આપો અત્યારે જ યુદ્ધ માટે આજ્ઞા; એ દુ:શાસન અને દુર્યોધનનાં લોહી પી વૈરાગ્નિ શાંત કરીશ, કર્ણ અને સર્વ કૌરવભાઇઓને રણમાં રોળી, રાઇ રાઈ જેવડા કટકા કરી, દ્રૌપદીનાં અપમાનનો બદલો લઈશ ત્યારે જ મને શાંતિ થશે.

યુધિ૦–( તેને બોલતો અટકાવી શાંત પાડતાં પાડતાં ) ભીમસેન! ભીમસેન! વિવેક શું એ તો તું કાંઈ સમજતો જ નથી! તને તારા બળનો અને વીરત્વનો ફાંકો છે અને અર્જુનની અસ્ત્ર વિદ્યા પર તું કૂદી રહ્યો છું, પણ સામા પક્ષના અસ્ત્રશસ્ત્ર વિદ્યા પારંગત મહાન દ્રોણાચાર્ય જ્યારે સંહાર કરતા હશે, કર્ણ જેવો કવચ કુંડળ ધારી યોદ્ધો જ્યારે રણમાં રોળ વર્તાવશે, આ જીવન બ્રહ્મચારી પિતામહની વીરહાક થતાં ભલભલા શૂર પુરૂષો પણ કંપી ઉઠશે, ત્યારે તું અને અર્જુન કેટલી વિસાતમાં છો એનો તને ખ્યાલ આવશે.

ભીમ૦–( તપી જઇ ) શું એ જ વીર પુરૂષો છે? એમને જ લડતાં આવડે છે? આપણે શું ચુડીયો ધારણ કરી છે?

યુધિ૦–નહિ, નહિ, ભાઇ! તું વીર છે; શૂર છે; અર્જુન ધનુષ્ય વિદ્યામાં એકકો છે, મહાન પરાક્રમી છે; સહદેવ, નકુળ અને હું પણ લડાઇનો પ્રસંગ પ્રાપ્ત થતાં પ્રાણ અર્પતાં પણ પાછી પાની કરીએ એવા નથી; પરંતુ આ તેર વર્ષ વીત્યા પહેલાં યુદ્ધ કરવું એ અવિવેક છે. એ સમય પુરો થયે શાંતિથી કામ લેતા છતાં દુર્યોધન નહિ

જ માને તો પછી યુદ્ધમાં ઉતરતાં ક્યાં આપણે પાછી પાની કરવી છે?

**ભીમ૦**–મોટાભાઇ! આમને આમ તમે અમારી ક્ષાત્રવૃત્તિને દબાવતા જ આવ્યા છો. તમારાથી કંઇ જ થવાનું નથી. તેર વર્ષ પૂરાં થયે વળી કોણ જાણે શુંએ બ્હાનાં કાઢશો? શાસ્ત્રમાં આમ છે ને તેમ છે, નીતિ આવી હોય અને તેવી હોય, એમ કરી કરી બેસી રહેવાથી થોડાં રાજ્ય મળવાનાં છે?

(એવામાં વ્યાસમુનિ પધારે છે, યુધિષ્ઠિર અને ભીમ ઉઠી પગે લાગે છે)

**વ્યાસ**–કલ્યાણ થાઓ તમારૂં. (ભીમસેન તરફ જોઇ) કેમ ભીમસેન આજે આમ આટલા બધા ક્રોધાવિષ્ટ છે? શું છે?

**યુધિ૦**–પ્રભો! હાલ અમને ૧૩ વર્ષનું પ્રતિજ્ઞા બંધન છે એટલે એ સમય પુરો થયા પહેલાં તો દુર્યોધનને અમને પાછું રાજ્ય સોંપવાની વાત પણ ન કરી શકાય; પરંતુ ભીમસેન ઉતાવળો થઇ યુદ્ધ કરવા આગ્રહ કરે છે અને જરા સબુરી રાખવાનું કહેતાં ક્રોધે ભરાયો છે.

**વ્યાસ**–(ભીમને) ભીમસેન! આ ત્યાગ મૂર્તિ, ધર્મ અને નીતિયુક્ત યુધિષ્ઠિર અજોડ છે. તમારો ધર્મ છે કે એમની આજ્ઞાનુસાર વર્તન કરવું.

**ભીમ૦**–અને એથી જ પ્રભો! હું ભરસભાનાં અકથ્ય દુઃખદ પ્રસંગે પણ ભાઈના મ્હોં સામું જોઇ બધું સહન કરી બેસી રહ્યો હતો; નહિતર એ દુઃશાસન અને દુર્યોધનના શા ભાર કે પાંચાલીને પકડીને સભામાં લાવે અને એ સ્થિતિ કરે?

યુધિ૦–( વ્યાસજીને ) મહાત્મન્! સત્ય વાત છે. આટ આટલા અસહ્ય પ્રસંગોમાં પણ ભાઈઓએ મારી અવજ્ઞા નથી જ કરી.

વ્યાસ–( બન્નેને ઉદ્દેશી ) તમે પાંચે ભાઈઓ સત્યવાદી, અને નીતિને રસ્તે ચાલનારા છો એટલો લડાઈનો પ્રસંગ ઉપસ્થિત થશે તો પણ **सत्यमेव जयति** તમારો જ જય થશે. દુર્યોધનનું અત્યાર સુધીનું વર્તન જોતાં લડાઈ થયા વિના તો નહિ જ રહે; અને જ્યાં ભીષ્મ, દ્રોણ, કર્ણ અને કૃપાચાર્ય જેવા મહાન યોદ્ધાઓ સામું લડવાનું હોય ત્યાં પૂર્વ તૈયારી પણ સારી જ જોઈએ માટે અર્જુનને તપશ્ચર્યા કરવા મોકલો; તેને દિવ્યાસ્ત્રની પ્રાપ્તિ થશે અને તમારો જય થશે.

[ વ્યાસ વિદાય થાય છે. ]



## વનરાજ અને ભીલરાજ

**ભીલ૦**–ચરા વનરાજ ! આજ આપણે સિંહના શિકાર માટે આખું વન ઘુમી વળ્યા, પણ કોઇ સિંહ બચ્ચો નજરે જ પડયો નહિ.

**વન૦**–હજુ વખત ઘણો છે. સિંહ સાંજ પડયા પહેલા ભાગ્યે જ બહાર નીકળે છે. હવે સાંજ પડવા આવી છે એટલે હમણાં જ કોઇ નીકળી આવશે.

**ભીલ૦**–ખરી વાત. પણ જો જો હો, બરાબર સાવધ રહેજો. આ વનના સિંહ બહુ વિકરાળ છે.

**વન૦**–ફીકર નહિ. જ્યાં સુધી મ્હારા હાથમાં તીરકામઠું છે ત્યાં સુધી મગદુર નથી કે તે મ્હારી પાસે આવી શકે.

**ભીલ૦**–સાંભળો, એ પેલા ડુંગરની કરાડમાંથી બૂમ આવે ! બરાબર હોશિયાર રહેજો.

**વન૦**–હા, હવે સમય થયો છે. હમણાં આ તરફ આવવો જોઇએ. હું મ્હારૂં આ તીર ચડાવીને તૈયાર કરૂં છું. મ્હને એની કશી બીક નથી.

**ભીલ૦**–ખરેખર, વનરાજ પોતે વનરાજથી શાને ડરે ? ચડાવો તીર અને ખેંચો જોરથી.

**વન૦**–ભીલરાજ ! આ મારૂં કામઠું કાંઇક નરમ થઈ ગયું છે. તમારૂં જરા વાપરવા આપો.

**ભીલ૦**–હજુ ભૂવડનાં માણસોમાં ટંકાર કરીને તીરો તેમનાં લોહીમાં રંગાયા પહેલાં જ તે નરમ કેમ પડયું ?

**વન૦**–તમે વારંવાર એ ભૂવડ પર રીસ કેમ કરો છો ?

**ભીલ૦**–એ રીસની તમને શી વાત કરૂં ? તમે હજી બાળક છો.

**વન૦**–બાળક પણ સિંહનું. તમે જ મને વનનો સિંહ કહો છો ને ?

ભીલ૦–શાબાશ ! ક્ષત્રિય બાળકને ઘટે તેવી જ તમારી વીરતા છે.

વન૦–શું હું ક્ષત્રિય છું ? તમારી સાથે રહું છું ને ? મારી બા તો તમને ભાઇ કહે છે ?

ભીલ૦–( ખેદ સાથે ) અફસોસ ! ભાઈ, રૂપસુંદરીબા પંચાસરનાં મહારાણી છે અને પંચાસરનાં પ્રતાપી મહારાજા જયશિખરીના તમે પુત્ર છો.

વન૦–અને ભૂવડ હાલ પંચાસરમાં ! હવે સમજ્યો ! શીલગુણસુંદરીના કહેવાનો મર્મ હવે મેં જાણ્યો ! તમારી સામે અને આકાશમાં અસ્તાચળે ચઢેલા સૂર્યદેવની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કેઃ—પિતાના શત્રુ ઉપર વૈર લઇશ. બધા બહાદુર ભીલ સરદારોને તૈયાર કરો, કાલે જ પંચાસરનો કિલ્લો સર કરીને આવું અને પિતાનું વેર વાળું.



# અર્થાનર્થ શાસ્ત્રી

[ શાસ્ત્રીજી પાટ ઉપર બેસી કથા કરતા હોય છે.
શ્રોતાજન સાંભળવા બેઠેલાં હોય છે. ]

**શાસ્ત્રીજી**૦-( મંગળાચરણ કરતાં )

मूकं करोती वाचालं, पङ्गुं लंघयते गिरिम ।
यत्कृपा तामहं वन्दे चादेवीं मोक्षदायिनीम ॥

'હે મોક્ષ પમાડનારી ચા દેવી, તને મારા નમસ્કાર હો. કારણ કે તારી કૃપાથી તને પીવાથી મુંગો બોલતો થઇ જાય છે, પાંગળો ડુંગર ઓળંગી જાય છે.'

હે શ્રોતાજનો ! ભાવિક ચા ભક્તો, ચા દેવીનું આખ્યાન એક ચિત્તે શ્રવણ કરો:—

ચિત્રગુપ્તની છે ચોપડી અધૂરી, એના મનમાં ચિંતા પુરી;
વૈદ્ય અશ્વિનિને તેડાવ્યા એણે, પૂછ્યું આતે થયું છે શેણે.
વૈદ્યે નાડ તપાસી વાત કીધી, ચિત્રગુપ્ત તમે ચા નથી પીધી,
ચાથી થાશે રે કામ તમારૂં, ચિત્રગુપ્તે કહ્યું બહુ સારૂં.

એક દિવસ સ્વર્ગમાં ચિત્રગુપ્તના ચોપડામાં મૃત્યુલોકનાં માનવીનાં પાપ પુણ્યનું જમે ઉધાર નખાયું નહતું, ખાતાવહી ખતવાઇ નહતી, એમના મનમાં ચિંતા થવા લાગી કે મૃત્યુ લોકમાંથી મરણ પામેલ મનુષ્ય આવી ચડશે અને તેનો ન્યાય કરવા ધર્મરાજા હિસાબ પૂછશે તો શો જવાબ દઇશ ? આથી તેમણે " વૈદ્ય અશ્વિનિને તેડાવ્યા એણે, પૂછ્યું વૈદ્ય થયું આ શેણે " એટલે કે વૈદ્ય અશ્વિનિકુમારને બોલાવ્યા અને પૂછ્યું કે હે વૈદ્યરાજ કલમ ચાલતી નથી, હાથ પાણી પાણી થઇ જાય છે, કાંઈ ઉપાય બતાવવા કૃપા કરો. વૈદ્યરાજે નાડ તપાસી ચા પીવા કહ્યું અને પોતાને સ્થાને ગયા. ચિત્રગુપ્તે આજ્ઞાનુસાર ચા તૈયાર કરાવી ને પીધી અને પછી તો લેખણ

સડસડાટ ચાલી અને એવો તો ઝપાટો લગાવ્યો કે પાપ પુણ્યનાં ખાતાં ખતવાઈ ગયા, રોજમેળ લખાઇ ગયો અને ધર્મ રાજાની સહી માટે મૂકાઇ ગયો. વળી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

सर्वस्य चाहं हृदि संनिविष्टा,
मत्तः स्मृतिर्ज्ञान मपोहनं च
वेदैश्च सर्वै रहमेव वेद्या
वेदांत कृत वेद विदैव चाहम् ॥

કહેતાં કે 'સર્વના હૃદયમાં હું વાસ કરી રહેલી છું એટલે મારા માટેની વાસના કોઇથી તજી તજાતી નથી. યાદ શક્તિ અને જ્ઞાન પણ મને પીવાથી થાય છે. બધા વેદ ભણવા તે પણ મને જાણવા સારૂ જ.'

હે શ્રોતાજનો ! આવાં ચા દેવીના પ્રભાવ અને પ્રતાપની શી શી વાત કરૂં ! એમનો પ્રભાવ અને પ્રતાપ વૃત્રહનના પ્રસંગથી વધારે સ્પુટ થશે તો તે સાંભળો.

શાસ્ત્રી૦–એક વખત ઈંદ્રરાજા વૃત્રાસુરને મારવા ઉપડયા. દધિચિ રૂષિની કરોડનું બનાવ્યું કામઠું અને જ્યાં જઇને શરસંધાન કર્યું ત્યાં તો પગ થરથરવા લાગ્યા, દેવો ગભરાવા લાગ્યા અને આવ્યા અશ્વિનિકુમાર પાસે ઔષધ માટે. વૈદ્યરાજે ધર્યું ચાનું ધ્યાન અને ઉપાય તરીકે બતાવ્યું એનું પાન. અને દેવોએ આવી જ્યાં ઇંદ્ર રાજાને ચા પાઈ કે તરતઃ—

ઈંદ્રે કીધું છે ચાનું રે પાન, પછી ભૂલ્યા શરીરનું ભાન,
સંધાન કીધાં બાણુ ચાર, માર્યો વૃત્રને એણે એ ઠાર.

આ રીતે જ્યાં વૃત્ર મૂઓ કે પછી તો "ચા છે સ્વર્ગમાં આઠો જામ'

શ્રોતાજન૦-વાહ, ભટજી ! વાહ ! !

શાસ્ત્રી૦-આવી રીતે સ્વર્ગમાં પ્રસરેલા, માનપાન પામેલા ચા કઇ રીતે મૃત્યુ લોકમાં આવ્યાં તે કથા હે શ્રોતાજનો, તમે સાંભળો. વિષ્ણુ ભગવાનને વૈકુંઠમાં વિચાર આવ્યો કે શંકરને ગમે વિજયા તો મને ગમે ચા અને હું આપું એ મ્હારા ભક્તોને.

એક દિવસ વૈદ્યક-શાસ્ત્ર-પારંગત વૈદ્યરાજ જ્યેષ્ટારામ ભટ્ટને ધ્યાનમાં ચિત્ત ન લાગ્યું, પ્રાણાયામ ન ચડયો, હોમમાં અને નિત્ય તર્પણમાં વિક્ષેપ આવ્યો. ભગવાને ભક્તની દાઝ જાણી. અહા ! એ તો ભક્ત વત્સલ, ભક્ત દુઃખ ભંજન ભૂધર કહેવાય. એ દાઝ કેમ ન જાણે ? ભગવાને વિચાર કર્યો

ચાલું હું ચાનો સમય થયો, હાં ચાલું હું ચાનો સમય થયો

ચાનું કામ વધારવા મહિમા વળી પ્રસરાવવા
ચાલું હું ચાનો સમય થયો, હાં ચાલું હું૦

ભગવાનને આ સંકલ્પ સ્ફૂર્યો ત્યાં તો વૈદ્યરાજ જ્યેષ્ટારામ ભટ્ટજીના અંતરાત્મામાંથી ધ્વનિ આવ્યો કેઃ-' ચા પી ' અરે. એ તો આંતરનાદ, કેમ થાય એની અવહેલના કે અવગણના ! વૈદ્યરાજે તો બનાવ્યો પહેલા નંબરનો ઉકાળો, પ્યાલો ભરી ગટગટાવ્યો, અને પછી તો શું વાત કરૂં ?

' લગની લાગીરે તારા નામની, હો ચા !
લગની લાગીરે તારા નામની, હો ચા !

અને પછી તો વિષ્ણુ પૂજા વિસરાણી અને સંધ્યા તો સૂકાઇ ગઈ. માટે કહ્યું છે કેઃ—

ચાથી પતે બધું કામ, હાંરે ભાઇ
ચાથી પતે બધું કામ. ટેક.

આ રીતે મૃત્યુ લોકના ઉદ્ધાર માટે પધારેલાં ચાદેવી કેવી રીતે ઘેર ઘેર પરવર્યા તે કથા હે શ્રોતાજનો તમે શ્રવણુ કરો.

**શ્રોતા૦**—ભલે ચા દેવી ભલે !

**શા૦**—એક દિવસ વૈદ્યરાજ દવાખાનામાં બેઠા છે ત્યાં આવ્યા ત્રણુ દર્દી. મુકુંદ મેટ્રીકમાં અભ્યાસ કરતો વિદ્યાર્થી તેને ન આવડે જ્યોમેટ્રીની રાઇડર, બીજા શ્રીમંતરામ વકીલ તેને ન સૂઝે કેસની સળ, ત્રીજો ત્રિપુરાશંકર લૅાનો અભ્યાસી તેને ન પડે લૅામાં ગમ અને ખાય ગોથાં. ત્રણે મળી આવ્યા વૈદ્યરાજ પાસે. વૈદ્યરાજે પણુ લગાવ્યું કેઃ—

अभ्यासेऽप्य समर्थोऽसि मत्कर्म परमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धि मवापयसि ॥

અરે ભાઇઓ ! બીજો ઉપાય નથી. ઉપાય માત્ર એકજ; જૂઓ ઉપરના શ્લોકમાં ચા દેવી કહે છે કે—જો તમારા અભ્યાસમાં કે કાર્યમાં કંટાળી ગયા હો તો મને તૈયાર કરવા–બનાવવા તૈયાર થાઓ અને મને તૈયાર કરવા પરત્વે તૈયારી કરશો ત્યાં તમને સિદ્ધિ મળીજ જશે. ત્રણે જણે વૈદ્યરાજની આજ્ઞા મુજબ ચાનું કર્યું પાન અને મેળવી સફળતા કાર્યમાં. માટે જ કહ્યું છે કેઃ—

ચાથી પતે બધું કામ, હાંરે ભાઈ !
ચાથી પતે બધું કામ.

વિશેષમાં વળી એવી પણુ કથા છે કે ધારાસભામાં બેસવાની ઉમેદ ધરાવતા મફતલાલ શેઠને ઝાઝા મત કેમ મેળવવા તેની મ્હોટી મુંઝવણુ. તેમણે પણુ બોલાવ્યા પંડિત વૈદ્યરાજને અને કહ્યું કે 'પંડિતજી બતાવો કંઈ ઉપાય કે બેડો થાય પાર' વૈદ્યરાજે એક જ વાત રાખેલી કે "લ્યો પાશેર નેપાળો

અને સવા પાશેર દહીં ' અને તે મુજબ કહ્યું કે શાસ્ત્ર તો કહે છે કે

संभावितस्य चाकीर्ति रन्नादति रिच्यते ।

ચા એજ સંભાવિત માણુસની આબરૂ, માન, પાન, જે કહો તે; એનું પાન કરાવવું એ અન્ન જમાડયાથી પણ વિશેષ છે. મફતલાલ શેઠે અજમાવ્યો અખતરો અને માંડી સર્વને પાવા ચા. ચાથી રીઝેલા જનોએ વિચાર સરખોએ કર્યો વિના મફતલાલ શેઠને મત આપ્યા, અને એ બિરાજ્યા ધારાસભામાં. માટે જ કહ્યું છે કે:—

ચાથી પતે બધું કામ, હાંરે ભાઇ,
ચાથી પતે બધું કામ.

૨

[ અંતરિક્ષમાં રહી આ કથા સાંભળતા આદ્યકવિ વાલ્મિક અને વ્યાસ એક બીજાને મળે છે. શ્રોતાજનો ચકીત થઈ સાંભળે છે.]

**વ્યાસજી૦**—આદ્ય કવિ ! આપને પ્રણામ કરૂં છું.

**વાલ્મિકી૦**—કોણ વ્યાસજી ! પધારો, પધારો, સાંભળો છો આ !

**વ્યા૦**—અરે, આ શી અધોગતિ !

**વા૦**—વ્યાસજી ! હું તો સાંભળુ છું અને રડું છું. મારાથી તો એ સાંભળ્યું પણ જતું નથી. '**ब्राह्मणजन्मह्हिविप्रस्य धर्म कोषस्य गुप्तये**,' એ ન્યાયે ધર્મનું રક્ષણ કરવા જન્મ પામેલા, ધર્મના થાંભલા રૂપ, જગતનું હિત સાધવા દેવતાઓ સાથે ઉત્તમ પ્રકારનો સહકાર સાધવા વર્ણાશ્રમમાં પ્રથમ સ્થાને મૂકાએલા બ્રાહ્મણો જ જ્યાં આવી જાતનો પ્રબોધ આપી રહ્યા છે, પેટ વાસ્તે અર્થનો અનર્થ કરી રહ્યા છે અને અનેકવિધ્ પ્રપંચ રચતાં જરાપણ આંચકો ખાતા નથી ત્યાં ઉન્નતિ કેવી ?

વ્યા૦-આવી રીતે અર્થના અનર્થ કે વિકૃત અર્થ થશે એમ ખબર હોત તો એ પુસ્તક જ ન રચત.

વા૦-ભગવન્! આપે તો સર્વશાસ્ત્રના સાર રૂપ, વ્યવહાર અને આદર્શ વચ્ચે શામ્ય લાવવા, કર્મ અકર્મમાં મનુષ્ય મુંઝાય ત્યાં પ્રાપ્ત ધર્મનું પરિપાલન કરવાનો ઉપદેશ દેવા, કર્મભૂમિને યજ્ઞવેદિ ગણી સ્વાર્પણ કરાવવા, ફળની આશા વિના કર્તવ્ય બજાવ્યે જવા, ભગ્નોત્સાહને ઉત્સાહ પૂરવા-ઉત્તેજન આપવા ગીતા જેવો અદ્વિતીય ગ્રંથ લખી ભારતને જે અમૂલ્ય વારસો આપ્યો છે એ માટે જનતા આપની ઋણી છે. અત્યારે પણ મારી તો એજ અરજ છે, કે કે આ અવનતિની ગર્તામાં ધસડાતી ભારતની પ્રજાને ઉદ્-બોધન આપવા કૃપા કરો.

વ્યા૦-ભલે, આપની ઇચ્છા છે તો એમજ કરૂં. આ રીતે આપણા વંશજો અજ્ઞાન દશામાં રહે, ઉદર પોષણાર્થે સ્વધર્મનો ત્યાગ કરે; બ્રાહ્મણો ધન લાલસાથી મનુષ્યનાં મુડદાં ચીરવાના કામમાં પ્રવૃત થાય, જનતાના હિતની એક પણ વાત ન આવતી હોય એવા ધંધામાં દ્રવ્ય પ્રાપ્તિ અર્થેજ જોડાય; આ બધાથી મ્હારૂં અંતર કકળી ઉઠે છે એટલે અવળે રસ્તે ચડેલને સન્માર્ગ બતાવવા આ છેલ્લો પ્રયાસ કરી લઉં.

( કથા ચાલતી હતી ત્યાં પ્રકટ થઇ ) અરે! આર્યાવર્તના વતનીઓ! આર્યો! તમારી આ સ્થિતિ! જ્યાં ઇશ્વરની આરાધના થતી, અન્યાય સામે પ્રાણની પણ દરકાર કર્યા વિના ઝઝુમનાર રામ, કૃષ્ણ અને પ્રહ્લાદ, ધર્મ તથા સત્યને વળગી સતત્ આચરણ કરનાર યુધિષ્ઠિર અને વચન પાળવા અસહ્ય દુઃખ સહન કરનાર હરિશ્ચંદ્ર જેવા પ્રાતઃસ્મરણીય પુરૂષોના ગુણાનુવાદ થતા, એમના

આદર્શ ખોવાયા, ત્યાં આના ગુણગાન! આ ધન-લાલસા ! ભૂતકાળમાં જે વારસો તમને આપવા અમે ભાગ્યશાળી થયા હતા તે સર્વ ભંડાર પરદેશીઓ લૂટી ગયા, તમે નિષ્ક્રીય બેસી રહેવાથી ખૂટી રહ્યા. ખપી ગયો. તમારૂં સર્વસ્વ ખીલવા લક્ષ આપ્યા કે તમે ખરચી ખાખાવી ગયા. પરંતુ તમને અન્ય પાસેથી કાંઇ શીખતાં કે લેતાં ન આવડ્યું. આર્યો, જાગો; કટિબદ્ધ થાઓ; સાહસિક અને શૂરા બનો; જે ધંધો સ્વીકારો તેનેજ તમારો ધર્મ ગણો, વ્યવહાર અને ધર્મને એક ગણતાં, કરતાં શીખો; અને એ ધ્યેય સાધવા દેહનાં બલિદાન આપવા તૈયાર થાઓ, અને આર્યાવર્તને ઉદ્ધારો. અસ્તુ ! પ્રભુ તમને સદ્બુદ્ધિ આપો.



# જયશિખરી અને સુરપાળ

[ રાજા જયશિખરી બેઠા હોય છે ત્યાં સુરપાળ આવે છે. અને પ્રણામ કરી બેસે છે ]

**જયશિખરી**–વ્હાલા સામંત સુરપાળ ! શત્રુદળની હીલચાલ અને સંખ્યાના સંબંધમાં કાંઈ તાજા સમાચાર છે ?

**સુરપાળ**–રાજાજી, હમણાં જ એક ગુપ્તચરે આવીને ખબર આપ્યા કે શત્રુદળની સંખ્યામાં વધારો થતો જ જાય છે, વળી હયદળની ડમરી ઉડતી તો મ્હેં પણ અટારીએથી જોઈ છે.

**જય૦**–સેનાપતિજી ! આ સ્થિતિમાં તમારી શું સલાહ છે ? તમારાં બ્હેન સગર્ભાવસ્થામાં છે. એ તો જાણો છો ને ?

**સુર૦**–ચાવડા નૃપ ! શું આપ એમ ઇચ્છો છો કે એ ભુવડ સમ ભુવડ જેણે મને લાલચ આપી સ્વામીદ્રોહી બનાવવાની કોશીશ કરી, એ નીચતાના નમુનાની સાથે સ્વામિત્વ સ્વીકારી સલાહ કરવી ?

**જય૦**–બિલકુલ નહિં, સૂર્ય પૂર્વને બદલે પશ્ચિમમાં ઉગે, ચંદ્રના કિરણમાંથી અગ્નિ વરસે; ધ્રૂવનો તારો ચલિત થાય, તોપણ આ જયશિખરી, કૃતનિશ્ચયથી ન ડગે, સ્વામિત્વ તો શું ! પરંતુ એ નીચેની તો મૈત્રીનો પણ સ્વીકાર ન કરવો એ યોગ્ય છે. જયાજયની પરવાર વિના શત્રુ સામે ચાલી, વિરત્વ દાખવી, આ મરણ ઝઝુમી, ક્ષત્રિય ધર્મ પાળવો એ પંચાસર પતિની સ્વીકૃત નીતિ છે, અને એ અવલંબતાં દેહ પડે તોપણ શું ?

**સુર૦**–ખરેખરઃ સાચા ક્ષત્રિયને તો એ જ છાજે. રાખજો રાજા વિશ્વાસ કે આ સેવકના દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી

તો નથી કોઈનો ભાર કે પંચાસરમાં પગસંચાર પણ કરી શકે–

જય૦–(આભારદર્શક સ્વરે) સેનાપતિજી ધન્ય છે, તમારી અને તમારા સૈનિકોની વીરતાને, રાજ્ય–નિષ્ટાને અને કર્તવ્યપરાયણતાને કે જેથી આટલી લાંબી મુદત સુધીના શત્રુના અનેક હુમલા સામે પંચાસર ટકી રહ્યું છે.

સુર૦–( દિલગીર થઈ ) મહારાજા; આપ કહો ન કહો પણ આપના મુખ ઉપર વિશદતા, નિરાશા, અને ગ્લાનિ છવાયલાં જણાય છે.

જય૦–( ચિંતાયુક્ત સ્વરે ) સુરપાળ ! મને નથી ડર ભુવડનો, રણમાં ઘા ખમવાનો કે લડાઇમાં શત્રુ સાથે લડતાં લડતાં મરવાનો; પરંતુ વિધિવશાત્ પરિણામ વિપરીત આવે, તો આ તારાં બ્હેન જે સગર્ભા છે તે સતિ થશે, બળી મરશે અને નિર્વંશ જયશિખરી યમસદનનો અતીથિ થશે, સંસાર યાત્રા અફળ થશે, એ એક જ ચિંતા ચીતા સમાન સંતાપે છે. મને તો લાગે છે કે આ સ્થિતિમાં તમારાં બ્હેનને કોઇ નિર્ભય સ્થાનમાં મૂકી આવવાં એ જ ડહાપણ-ભરેલું છે.

......અને એ કામ થઇ શકે તમારા જેવા આપ્ત જ નથી જ, તો એમને કોઇ ભય વિનાના સ્થાનમાં મૂકી આવવા તમે અત્યારે જ સિધાવો.

સુર૦–( સખેદ ) રાજાજી ! રાજાજી ! નહિ બની શકે, આપને વિપત્તિમાં મૂકી–તજી ચાલ્યા જવાનું. આ સિવાય જે કંઈ કરવા આજ્ઞા કરો તે ઉઠાવવા, ( આવેશયુક્ત સ્વરે ) જરૂર હોય આ પ્રાણની તો તે કાઢી આપવા, બનાવવા હોય આ ખાલના જોડા તો તે ઉતારી આપવા...આપનો આ સેવક તૈયાર છે. ( સખેદ ) આ વિપત્તિમાં આ કટો-

કઠિન પ્રસંગમાં હું ચાલ્યો જાઉં તો લોકમાં મારી અપકીર્તિ થશે. લોકો કહેશે કે સ્વાર્થી સુરપાળે સ્વાર્થ સાચવવા બ્હેનને રક્ષવાના લોભમાં, પોતાના અન્નદાતા–સ્વામીને–ખરે અણીને વખતે ત્યાગ કર્યો. **संभावितस्य चा कीर्तिः मरणात् अतिरिच्यते.** એ ન્યાયે મારે એક ભવમાં બે ભવ થશે.

જય૦–લોકની નિંદાના ખોટા ભયથી કામ વણસાડવું, એ મુર્ખાઈ છે. ઇશ્વરકૃપાથી તારાં બ્હેનને પુત્ર સાંપડશે તો યમસદનની યાતનામાંથી બચાશે, અને કદાચ પંચાસર પર પુનઃ ચાવડા વંશનો વિજયધ્વજ ફરકશે. ચાવડા વંશની વેલી સજીવન રાખવાની અને નરકમાંથી બચવાની આ આશાનો હઠાગ્રહથી ધ્વંસ ન કર.

સુર૦–અન્નદાતા ! સ્વપ્ને પણ ન્હોતું ધાર્યું કે સ્વામિ–વત્સલ સેવક જેમે પ્રાણ અર્પીને પણ સ્વામી–હિત સાચવવાની વટ છે, તેને થશે આવી આજ્ઞા !

જય૦–સુરપાળ ! તને મારા સોગંદ છે આ આજ્ઞા ઉથાપે તો, સો બ્રહ્મહત્યાનું પાપ છે તને એ ન માને તો. જા, વહેલો થા. અને તારાં બ્હેનને મનાવી કોઇ જગ્યામાં મૂકી આવ, જ્યાં એ સુરક્ષિત રહી શકે.

સુર૦–નૃપાલ ! આપની આજ્ઞા છે એટલે જવું જ પડશે અને જાઉં છું, બાકી તો માત્ર ઇશ્વર જ જાણે છે કે શું મનો-વ્યથા થાય છે.



# સ્કાઉટિંગ શા માટે ?

[ એક આજારી કુમાર પથારીમાં સુતો છે. બે ચાર
શીશીઓ પડી છે. એક સ્કાઉટ પોતાના ડ્રેસમાં
સજ્જ થઈ પાસે પોટલું મુકી ઉભો છે. ]

**આજારી કુમાર**–ભાઇ! હું આજ ૮ દિવસથી સખત બિમાર છું. બિચારી વૃદ્ધ માતા આપણા ઘરના કામકાજ ઉપરાંત મ્હારી માવજત કરે છે; તમે તો તમને ફાવે ત્યાં રખડયાં કરો છો અને માતાના અત્યંત આગ્રહથી માત્ર વૈદ્યરાજને ત્યાંથી દવા લાવી આપો છો. આવી પરિસ્થિતિમાં વળી બહારગામ જવા તૈયાર થયા છો. મા ઘણી ના પાડે છે છતાં તમને તેમનું કહેવું કેમ ગળે નથી ઉતરતું ? તમારી ગેરહાજરીમાં મને દવા કોણ લાવી આપશે ? થોડા દિવસ જવાનું મુલતવી રાખો તો ઠીક, પછી તો તમારી મરજી.

**સ્કાઉટ**–ભાઈ! તારૂં અને બાનું કહેવું સાંભળ્યું; છતાં હું તો જવાનો જ. તું તો કોણ જાણે કયારે સાજો થાય ? માતા સારવાર કરે છે તેમાં શું કાંઈ નવાઈ કરે છે ? તારી દવા કોઇ બીજા પાસે મંગાવી લેજે. મારે તો રેલીમાં જવું જ છેઃ ત્યાં મ્હને જે આનંદ આવશે એ અહીં તારી સારવારમાં નહિ આવે. તારી માંદગી માટે શું હું મ્હારી મજા જતી કરૂં ? બીલકુલ નહિ, હું તો જાઉં છું.

[ જાય છે. ]

૨

[ સ્કાઉટ ઉભો ઉભો મજુરની રાહ જુએ છે ત્યાં આદર્શ
વિદ્યાર્થી તેને મળે છે. ]

**આ૦ વિ૦**–કેમ, શા માટે ઉભા છો ? કોની રાહ જુઓ છો ?

**સ્કાઉટ**–આ જરા મજુરની રાહ જોઉં છું. ગઢડા રેલીમાં ભાગ લેવા જવું છે. ટ્રેનને ઉપડવાને કેટલીક વાર હશે ?

આ૦ વિ૦–વાહ, રે સ્કાઉટ સાહેબ ! આટલો નાનો બોજો પણુ તમારાથી ઉપડતો નથી કે મજુરની રાહ જોવી પડે છે ? સ્કાઉટે કેમ વર્તવું જોઇએ તેનો કદિ વિચાર કર્યો છે ? તમને જે જે કહેવામાં આવ્યું હશે તેનું બરાબર મનન કર્યું છે ? ઠીક, તેની પછી વાત; પણુ કહો, ભાઇની તબીયત કેમ છે ?

સ્કા૦–એમને એમ છે, કાંઇ સુધારો નથી. મને કંઇક મોડું થયું તેનું કારણુ એ જ કે ભાઈ મ્હને ન જવાનું કહેતો હતો. પરન્તુ રેલીની મજા કંઈ તેની સારવાર સારૂ પડતી મૂકાય ?

[ એટલામાં એક મજુર આવી ચડે છે. સ્કાઉટ તેને સંબોધી ]

સ્કા૦–એ મજુર ! સ્ટેશન સુધી આ જરા ઉપાડી લે તો.

મજુર૦–( બોજો ઉપાડી લઈ ) ભાઇ, ચાલો, વખત થઇ જવા આવ્યો છે.

આ૦ વિ૦–( સ્કાઉટ જવા ઉપડે છે તેને ) ઉભા રહો ભાઇ, અત્યારે જવાનું મુલતવી રાખી કાલ સવારની વહેલી ટ્રેન લેશો તોપણુ પહોંચી શકશો. તમે સાહેબને મળી બધી હકીકત કહીને રજા મેળવી છે ?

સ્કા૦–ના, હું સાહેબને મળ્યો છું પણુ બધી હકીકત મેં તેમને કહી નથી.

આ૦ વિ૦–ત્યારે તે કહેવી જ જોઇએ. વળી મારે પણુ તમને કેટલુંક કહેવાનું છે, જે સાંભળ્યા પછી અને સાહેબને સઘળી હકીકત કહ્યા પછી તમને ઠીક લાગે તો આવતી કાલે જજો. હમણાં તો આ મજુરને બોલાવ્યો છે તેને રજા આપો.

સ્કા૦–ઠીક, લ્યો ત્યારે. ( મજુરને ) જા ભાઈ તારૂં કામ નથી. આટલી વાર ખોટી થયો તેનો આ એક આનો લેતો જા. ( મજુરને એક આનો આપે છે. મજુર જાય છે )

આ૦ વિ૦–આવો, ભાઇ, આપણે અહીં થોડી વાર બેસીએ.

[ બન્ને બેસે છે ]

પ્રથમ તો ભાઇ કહો જોઇએ કે સ્કાઉટ બની આપણે શું શીખવું જોઇએ અથવા સ્કાઉટ તરીકે આપણામાં કયા ગુણ હોવા જોઇએ ?

સ્કા૦–તે સબંધી મેં કાંઈ વિચાર કર્યો નથી. મને તો એમાં મઝા આવે છે. સારાં શોભીતાં કપડાં પહેરવાં, વાળ ઓળવા, મિત્રો સાથેનો સહવાસ, વાર્તાલાપ, હરવું ફરવું એ બધું મને બહુ ગમે છે માટે હું એમાં જોડાયો છું. એ પ્રવૃત્તિના સબંધમાં કાંઇ ખાસ જાણવા જેવું હોય તો મને કહો.

આ૦ વિ૦–આપણને જેટલું ગમે તેટલું સારૂં જ હોય એમ નહિ. ઘણી વાર ખરાબ સંગતથી ગાળાગાળી, મારફાડ, પાન સોપારી, સોડા લેમન, નાટક, વગેરે આપણને બહુ ગમે; છતાં એ એવી વસ્તુઓ છે કે એના અત્યન્ત સેવનથી નુકસાન જ થાય, અને એથી એ પડતાં મૂકવાં જ જોઇએ, કેમકે તેમાં આપણું ભલું નથી. કેવળ નુકસાન જ છે.

સ્કા૦–તે તો બરાબર છે, પરન્તુ સ્કાઉટ તરીકે મારામાં શું શું હોવું જોઇએ અને ન હોય તો શીખવું જોઇએ તે તો કહો.

આ૦ વિ૦–હું તે જ વાત તમને સમજાવવા માગું છું. જુઓ, પ્રથમ તો માતાપિતાનો આપણા ઉપર અત્યન્ત ઉપકાર છે, તેઓ આપણને સુખી કરવા જાતે દુઃખ વેઠે છે અને

સર્વદા આપણું હિત ચાહે છે અને કરે છે એટલે આ દુનિયા ઉપર તેઓ આપણા ઇશ્વર છે. વળી આ ઉમ્મરે આપણે આપણું હિત સમજી શકીએ નહિ એટલે તેમનું કહ્યું માનવું એ આપણી પ્રથમ ફરજ છે. હુકમને તાબે થતાં શીખવું એ જરૂરનો સદ્દગુણ છે, અને એ બીજા સદ્દગુણોનું મૂળ છે, તેથી વડીલોના હુકમની કદિ અવગણના કરવી નહિ. ગુરૂ પણ તેટલા જ પૂજ્ય છે એટલે તેમને સદા સર્વદા માન આપવું. બધી જાતનાં વ્યસનો ત્યજી દેવાં અને નમ્રતા, સભ્યતા, વિવેક, સાદાઈ, વગેરે સદ્દગુણો કેળવવા; શરીરને બની શકે તેટલી મહેનત આપવી અને બધું રસપૂર્વક હાલ જ કરવું; કદિ ખોટું બોલવું નહિ. આ બધું આપણામાં ન હોય તો તે કેળવવા જ સ્કાઉટની પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી છે.

સ્કા૦–તે તો ઠીક, પણ આ બધું કંઇ સાહેબે સમજાવ્યું નથી, એટલે હું સમજું ક્યાંથી ?

આ૦ વિ૦–સાહેબે તો તે દિવસે સમજાવ્યું હતું; પણ આપણે આપણી ધૂન અને શોખમાં તણાઇ જઇએ અને આપણને આવું ગમતું હોય તેથી શિખામણ વિસરી જઇએ. ઠીક, ચાલો ત્યારે આપણે સાહેબ પાસે જઈએ અને તેમને બધી વાત કહી તમારા જવા સંબંધેનો નિર્ણય મેળવીએ.

સ્કા૦–ભલે ચાલો.

[ચાલતા થાય છે ત્યાં બે બીજા વિદ્યાર્થીઓ સામા મળે છે.]

**મોહનલાલ:**-કાં, ક્યાં ચાલ્યા ? ( સ્કાઉટ સામે જોઇ ) શું હજુ ફેશીમાં નથી ગયો ?

સ્કા૦–હું અને આ ભાઇ સાહેબ પાસે જઇએ છીએ; જરા કામ છે.

મોહન૦–ઠીક, એમાં શું ઉતાવળ છે ? ચાલ ચાલ જરા હોટેલમાં આંટો મારી આવીએ.

સ્કા૦–( આદર્શ વિદ્યાર્થીને ) કેમ જરા જઈ આવશું ?

આ૦ વિ૦–ના, હું ચા પીતો નથી. ચા પીવી એ એક કુવ્યસન છે, ઉપરાંત હોટેલમાં ચા પીવી બહુ ખરાબ છે, કેમકે ત્યાં વપરાતી વસ્તુઓ બહુ જ હલકી હોય છે. અને તેવો ખરાબ માણસ પણ ત્યાં જઈ શકે છે. વળી ( મોહનલાલને બતાવી ) આ ભાઈના પિતા ગરીબ છે તે હું જાણું છું, તેઓ આ ભાઈને ઝાઝા પૈસા વાપરવા આપે એ સંભવિત નથી. અને આપે તો રાજીખુશીથી નહિ, તેમ જ હોટેલમાં જવા સારૂ તો જરૂર જ નહિ, એટલે તમારે પણ તેમની સાથે જવું નહિ. ( મોહનલાલને ઉદ્દેશી ) ભાઈ, તમને પણ કહું છું કે હોટેલમાં જવામાં નુકસાન છે, તેમાં આપણી આબરૂ નથી.

મગન૦–( મોહનલાલને ) ભાઈ, ચાલ ચાલ; એ તો પુણ્યનું પૂછડું થઈ ગયો છે, તેં વળી એને કયાં બોલાવ્યો ? મૂક પડતો.

[ મગનલાલ અને મોહનલાલ જાય છે. ]

સ્કા૦–ભાઈ, એને ઓળખ્યો ?

આ૦ વિ૦–માત્ર દીઠે ઓળખું છું. કેમ? કાંઈ ખાસ જાણવા જેવું ?

સ્કા૦–હા. તે દિવસ ચિત્ર-પ્રદર્શન હતું ત્યારે તમે સારા ચિત્રકાર છો અને એથી જરૂર ઈનામ મેળવી જશો એમ ધારી તેણે ચોરી છુપીથી તમારૂં ચિત્ર ન વખણાય એવી રીતે ખરાબ કરી નાખ્યું હતું. હું એ વાત જાણતો હતો, પરંતુ મ્હેં એ વખતે તે છુપાવી હતી.

આ૦ વિ૦–એમ ! ત્યારે તો તમે બહુ ખોટું કર્યું ! મારૂં ઈનામ ગયું તેનો મને અફસોસ નથી, તેમ જ મને તેના તરફ વેર ઉત્પન્ન થતું નથી, પણ આપણે તે વાત સાહેબને તો કહેવી જોઈએ.

૩

સ્થળઃ—હેડમાસ્તરનું ઘર

[ બન્ને વિદ્યાર્થીઓ આવી સલામ કરી ઉભા રહે છે ]

હેડમાસ્તર—આવો બેસો. ( સ્કાઉટ તરફ જોઈ ) કેમ, તમે હજુ ગયા નથી ? ( બન્ને બેસે છે. )

સ્કાઉટ૦—સાહેબ ! હું તેનોજ ખુલાસો કરવા આવ્યો છું. અને આ ભાઈ મ્હને એ વાસ્તે જ અહિં લાવ્યા છે. ગઇ કાલે હું અહિં આવ્યો ત્યારે મેં આપને બધી વાત કરી નહોતી. એટલે તે કહેવાજ હું આજે આવ્યો છું.

હેડ૦—ઠીક કર્યું. બોલો શું કહેવાનું છે ?

સ્કા૦—મારો નાનો ભાઈ માંદો છે, મારી બા એકલાં છે, બહારનું કામ મારે જ કરવાનું હોય છે એટલે મ્હારી બા મને રૅલીમાં ન જવાનું કહેતાં હતાં; પરંતુ હું તો તૈયાર થઈ જતો હતો ત્યાં આ ભાઈ મને મળ્યા અને જવાનું મુલતવી રાખી, આપને સર્વ વાત નિવેદન કરી નિર્ણય મેળવી તે મુજબ વર્તવાનું સમજાવી મને અહિં લાવ્યા છે.

હેડ૦—એમ ! ત્યારે તો તમે ન ગયા એ ઠીક કર્યું. તમારી પરિસ્થિતિમાં એટલે કે તમારા ભાઇની માંદગીને લીધે તમારા વડિલની મનાઇને લઈ તમારાથી જવાય નહિ. માંદાંની સારવાર કરવી, પ્રેમ કેળવવો, ભ્રાતૃભાવ ખીલવવો અને વડિલોને માન આપવું એ સ્કાઉટની પ્રથમ ફરજ છે; વળી દરેકે તમારી માફક સાચી હકીકત કહેતાં શીખવું જોઈએ. આ બધું શીખવા, સ્વાશ્રયી થવા, ટુંકમાં કહું તો સત્ય, સેવા, સાહસ અને સ્વાશ્રય વિદ્યાર્થી જીવનમાં વણવા સ્કાઉટની પ્રવૃત્તિ છે માટે તેમાં જોડાઇ ઉપરના સદ્‌ગુણો કેળવવાના છે. આજે જ તમે ખરા સ્કાઉટ તરીકે પુરવાર થયા કહેવાઓ. બીજું કંઈ કહેવાનું છે ?

સ્કા૦–હા, સાહેબ ચિત્ર પ્રદર્શનમાં આ ભાઈનું ચિત્ર ખરાબ થયું હતું તે જાણી આપ અજાયબ થયા હતા, પણ તે વખતે મેં એક વાત છુપાવી રાખી હતી. મગનલાલે ચોરી, છુપીથી એ ચિત્ર ખરાબ કર્યું હતું અને તેથી જ તે ઇનામ મેળવવા પામ્યો હતો.

હેડ૦–ઠીક, એ હું જોઈશ; તે વખતે તમે વાત છુપાવી રાખી પાપ કર્યું હતું; છતાં આજે તે પ્રગટ કરી તમારી ભૂલ સુધારી તે માટે તમને ધન્યવાદ ઘટે છે.

[ બન્ને વિદ્યાર્થીઓ રજા મેળવી જાય છે ]

૪

સ્થળ:—નિશાળનો ઓરડો.

હેડ૦–કેમ, મગનલાલ! તમે ચિત્ર પ્રદર્શન વખતે (આદર્શ વિદ્યાર્થી તરફ બતાવી) આમનું ચિત્ર ખરાબ કર્યું હતું?

મગન૦–ના, સાહેબ, હું તો કંઇ જાણતો જ નથી!

હેડ૦–જૂઠું બોલો છો? શરમાતા નથી? જુઓ, (સ્કાઉટ તરફ હાથ બતાવી) આ ભાઈ કહે છે અને બીજા પણ તે હકીકત જાણે છે.

મગન૦–(શરમથી નીચું મ્હોં કરી લઈ) સાહેબ, મેં એમ કર્યું હતું. ઇનામ હું પાછું આપી દઉં છું; ભવિષ્યમાં એવું નહિ કરૂં.

આ૦ વિ૦–(હેડમાસ્તરને) સાહેબ! મ્હને ઇનામ નથી જોઇતું. એ ભાઇ પોતાની ભૂલ કબુલ કરે છે એટલું ઘણું છે.

મગન૦–સાહેબ! અયોગ્ય રીતે મેળવેલું એ ઇનામ હવે મને નથી જોઇતું. આવતી કાલે હું એ ઘેરથી લેતો આવીશ.

હેડ૦–ઠીક છે. લેતા આવજો (આ૦ વિ૦ તરફ) અને તમને હું આગ્રહ કરૂં છું કે તમારે એ લેવું પડશે. આજથી દરેક વિદ્યાર્થીને હું ભલામણ કરૂં છું કે, તમારે સહુએ આ ભાઈ પ્રમાણે ચાલવું અને દરેક વાતે એને અનુસરવું.

# A Lost Camel

*Merchant:*–( addressing a Fakeer ) Holy man, we have lost a camel.

*Darwesh:*–Was it not blind in its right eye, and lame in its left leg ?

*Mer:*–Yes, it was.

*Dar:*–Had it not lost its front tooth ?

*Mer:*–It had.

*Dar:*–Was it not loaded with wheat on one side ?

*Mer:*–It was.

*Dar:*–And with honey on the other ?

*Mer:*–It was ! It was ! It was ! Well, as you have seen it so lately, you can no doubt take us to it, or at least tell us where it is.

*Dar:*–My friends, I have never seen your camel, nor heard of him, but from you.

*Mer:*–( addressing another merchant ) Well, Yakub, let us take this knave in the garb of a Fakeer to the judge and get him sentenced which he deserves so richly. ( merchants all seize the Fakeer and take him to the judge. )

—2—

## The Court

*Judge:*–Have you seen the camel of these merchants, or stolen and hidden it ? If you have, hand it over to these merchants.

*Dar:*–Sir, I have n't seen the camel nor stolen it.

*Jud:*–Well, than, How did you know it was lame in the left leg ?

*Dar:*–I inferred that it was lame in the left leg, because I observed the impression of that leg to be fainter than those of others.

*Jud:*–How did you know that the animal had lost a tooth ?

*Dar:*–Sir, I inferred thar it had lost a tooth, because wherever it had grazed a small tuft of herbage was left un injured in the centre of its bite.

*One Merchants:*–But how could you tell with what it was laden ? (all to-gether) Ay, Tell us that.

*Dar:*–As to that which formed the burden of the beast, the busy ants showed me that it was corn on one side, and the

clustering flies, that it was honey on the other. More than this, my friends, I infer that the animal has not been stolen, as there were no marks of any human footsteps either before or behind it.

*Jud:*–( addressing the merchants ) Go away and look for your camel elsewhere; the Darwesh is innocent.



# શિલગુણસૂરિ અને સુરપાળ

[ શિલગુણસૂરિ પાટ ઉપર બેઠા છે: સામે વનરાજ અને રૂપસુંદરી બેઠાં છે. ત્યાં સુરપાળ પ્રવેશ કરે છે. ]

**સુરપાળ૦**—ગુરૂજી, આપને પ્રણામ કરૂં છું; કેમ બ્હેન! ભાણેજ વનુભા ખુશીમાં છોને?

**વનરાજ૦**—આ ઉપાશ્રયમાં ભરાઈ રહેવાનું તે કોને ગમે? જરા કાંઈ કરીએ, હરીએ ફરીએ કે બહાર નીકળીએ ત્યાં તો બા અને યતિજી અંદર બોલાવી લે. ન ક્યાંઈ જવાનું, હરવા ફરવાનું કે રમવાનું.

**શિલગુણસૂરિ**—સામંતજી! પંચાસર–પતિ પડયા, તમે બ્હારવટે નીકળેલા એટલામાં આ કુંવરનો જન્મ થયો; હું એકાએક જાણવા પામ્યો અને એમને ભૂવડના હાથમાં પડતાં બચાવવા અત્રે લઈ આવ્યો. ભૂવડે પણ તેમને પકડી આણવા કેટલાંએ માણસો મોકલ્યાં, બને એટલી તપાસ કરાવી અને તદબીર ઉઠાવી પણ એની કારી ફાવવા દીધી નથી. આટલા દિવસ તો રૂપસુંદરીબાને અને કુંવરને છતા થવા દીધાં નથી; પરંતુ હવે કુંવર મોટા થયા છે એટલે રમતમાં ને રમતમાં કોણ જાણે ક્યાં ચડી જાય? એ છે તો સિંહનું બચ્ચું પણ સપડાઈ જાય તો ધર્યું સોનું ધૂળ થાય; માટે હવે એને લઇ જાઓ તો સારૂં.

**સુર૦**—ગુરૂજી! હું પણ એ જ માગણી કરવા આવ્યો છું. મારી વૃદ્ધાવસ્થા છે એટલે હવે આ કાયા ક્યાં સુધી ચાલશે? મારી હૈયાતી દરમિયાન એ એક સારો યોધ્ધો થઈ જાય તો પંચાસરને પાછું મેળવવાની એના સદ્દગત પિતાની અંતિમ ઇચ્છા સફળ થાય અને મારૂં જીવ્યું સાર્થક થાય.

વન૦–( સુરપાળ સાથે જવાની વાત સાંભળી આનંદથી ! ) મામા, નક્કી તમે મને અહિંથી લઇ જશો ના ? આ તમારા પાસે છે એવી તરવાર અને એક ઘોડી અપાવશો. એટલે આપણે તો તે ઉપર બેસી તબડ તબડ કરતા ઉપડવાના અને રસ્તામાં ચોર બોર મળે તો 'એક ઘા ને બે કટકા.' ( સર્વ હસે છે. )

શિલ૦–ભાઇ, બરાબર છે. ( સુરપાળ તરફ જોઇ ) પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય. એ તો મહાન શુરવીર નર થશે, એના બાપથી સવાઈ કરશે, ચાવડા કુળની ગએલી ખ્યાતિ પાછી મેળવશે અને નવે ખંડમાં નામના રાખશે. એને ઘોડેસ્વારી, તરવારબાજી, તીરંદાજી, રાજ્યનીતિ વગેરે શીખવજો.

સુર૦–( આભારદર્શક સ્વરથી ) યતિજી, આપે સદ્‌ગત રાજા તરફના સદ્‌ભાવને લઇ મ્હારાં બ્હેન ભાણેજની જે સંભાળ લીધી છે, જ્યારે અમારૂં કોઇ નહોતું એવે આપત્તિને સમયે આપે જે આશરો આપ્યો છે, એ સર્વ માટે આપનો ઓશિંગણ છું. આપે આટલી સંભાળ ન લીધી હત તો તેઓ ભુવડના હાથમાં સપડાઇ જાત, અને એ નીચ જેણે મ્હને નિમકહરામ બનાવવા પ્રયાસ કરેલો–"બાળક અને સ્ત્રી અવધ્ય છે" એ ક્ષત્રિય ધર્મ વિસારી વેર લેત. ( વિનીત ભાવે ) મહારાજ, છે કાંઇ આજ્ઞા ? સેવક હવે રજા લેવા માગે છે.

શિલ૦–( ગંભીર થઇ ) સામંતજી ! મ્હારે તે શી આજ્ઞા કરવાની હોય ! આજ દિવસ સુધી સાચવી રાખેલ થાપણ એક સમર્થ રક્ષકના હાથમાં રક્ષણ માટે સોંપતાં ઋણમુક્ત થનારને જે સંતોષ થાય એ સંતોષ આજે હું અનુભવું છું. વીતરાગ થવું, અહિંસા પાળવી અને પ્રભુભક્તિ એ

અમારૂં ધ્યેય છે, અને એ ધ્યેયને વ્યવહારમાં ઉતારવાના ઉદ્દેશથી તમને એટલું જ કહેવાનું કે:—તમે ભુવડના બ્હારવટીઆ છો પરંતુ મનુષ્યજાતના વેરી નથી કે અમાનુષિક અને નિર્દય કૃત્ય કરનારા જૂલ્મગાર નથી. ત્હમારૂં બ્હારવટું તો છે ધર્મ રાજ્યની સ્થાપના કરવા, પીડાતી પ્રજાને નીતિ રાજ્યની શીળી છાંય નીચે ચલાવવા, માટે અહિંસાને તેના સત્ય સ્વરૂપમાં સાચવી બ્હારવટું ખેડજો.

સુર૦—યતિજી ! આપનો ઉપદેશ સતત ધ્યાનમાં રાખી એને અનુસરી, મારા મૃતરાજાની છેલ્લી ઇચ્છાને સફળ કરવા યત્ન કરીશ; વનરાજને રાજા બનાવવા આમરણ ઝઝૂમીશ અને એ નીચ ભુવડના અમલનો પંચાસરમાંથી સમૂળો નાશ કરવા બનતું કરીશ, મરીશ, પણ ધારેલું પાર પાડીશ. આપે આજ સુધી જે રીતે સંભાળ રાખી છે તેજ રીતે સંભાળ રાખી મ્હારાં બ્હેનને અમે પગભર થવા પામીએ ત્યાં સુધી ગુપ્ત રાખશો.

શિલ૦—( વનરાજને માથે હાથ મૂકી ) વનરાજ ! જા, ડાહ્યો થશે; તારા મામાના ટોળામાં રહેજે, વીરતાને વરજે, પિતાનું રાજ્ય પાછું મેળવજે, પંચાસરપર વિજય ધ્વજ ફરકાવજે, અને તું રાજા થા ત્યારે પણ નીતિથી રાજ્ય કરજે, ધર્મને રક્ષજે, અને પ્રજાને સુખી કરજે. ( બન્નેને ) જાઓ, કરો ફત્તેહ.

卐

# માધવનો પશ્ચાતાપ

અરે પ્રભુ! આ જીંદગી તો એળે જ ગઈ: ન સાધી શક્યો સ્વાર્થ કે ન સાધી શક્યો પરમાર્થ! કરણ તને ગાદી અપાવવા કંઇ કંઇ યુક્તિઓ રચી, કેટ કેટલાં ઉંધાં સવળાં કર્યાં, કેટલાએ કાવાદાવા કર્યા તે સર્વનો આ બદલો! મને રાજ્યના કામનું મિષ કાઢી પરગામ મોકલ્યો અને પાછળથી ભાઇ જેવા ભાઇને મારી નાખ્યો, સ્ત્રીને ઉપાડી ગયો, અને આ અધ:પતન અને વિનાશનાં બીજ રોપ્યાં. તારાં એ દુર્વાસનાજનિત દુષ્ટ કૃત્યથી મારામાં વૈરાગ્નિ ભભુકી ઉઠ્યો, એના તાપથી સળગતા મને ન કોઈ વારી શક્યું કે કોઈ રોકી શક્યું, અને હું મારા વૈરનો બદલો વાળવા આ પિતૃઘાતક, ખુની અલાઉદ્દીનને ગુજરાત પર ચઢાઇ લાવવા વિનંતિ કરવા ગયો. ન સૂઝ્યું એ સમયે કે એના પરિણામ રૂપે હજારો કુટુંબોનું નિકંદન નીકળી જશે; વૃદ્ધ માતાઓ પોતાની જીંદગીના એકના એક આધાર રૂપ પોતાના પુત્રના મરણને લીધે ઝુરી ઝુરી જીવન્ત શેષ સમાપ્ત કરશે; હજારો વિધવાઓ દુ:ખમાં રિબાતી રિબાતી ચોધાર અશ્રુ પાડશે, અને નબળાં, ભૂખે ટળવળતાં બાળકોનાં મુખ સામું જોઇ જોઈ, પોતાના મૃત પતિઓને સંભારી સંભારી વિલાપ કરશે અને મારા અને તારા નામ ઉપર હજારો અભિશાપ વરસાવશે, કેટલાંએ તદ્દન નિરાધાર થઇ ગયેલાં બાળકો રસ્તામાં રખડશે રવડશે, આ નંદનવન સમી ગુર્જર વાટિકા વેરાન થશે, સર્વ સમૃદ્ધિ લુંટાશે, જ્યાં હજારો વિપ્રવરો વેદધ્વનિ ગજવતા તે મંદિરોને સ્થાને મસ્જીદો થશે, હિંદુત્વનો અવશેષ રહેલો ભાગ નષ્ટ થશે! ( રોષ દર્શાવતો ) પણ આ બધાંનો શું હું જ જવાબદાર? બિલકુલ નહિ. જવાબદાર તો એ કે જેણે છળ કરનારને શિક્ષા દેવાનો દંડ ધારણ કરવા છતાં

જાતે જ છળ કર્યું. ગરવી ગુજરાતના રક્ષક બની દુષ્ટ રાક્ષસ સમાન આચરણ કરવા માંડયું, શિયળ રક્ષવાની પોતાની ફરજ વિસારી પોતાનાં સંતાન સમ પ્રજાની બ્હેન દીકરીઓનાં શિયળ લૂટયા.

અરેરે ! પણ કરણ રાજાના દોષથી મારો દોષ કંઇ થોડો જ ઓછો થવાનો ? નહિ, નહિ, કરણના કર્યા કરણ રાજા ભોગવશે પણ મ્હારાં કર્યા તો મ્હારે જ ભોગવવાં પડશે. પડશે શું ? પડે જ છે. આ અનુતાપ–આ પશ્ચાતાપના દાહથી વિશેષ પ્રખર દાહ બીજો કયો હોઇ શકે ? '**विनाश काले विपरीत बुद्धि**' વિધાતાએ સર્વ નાશ નિર્મેલો હશે એટલે માતૃભૂમિને પાયમાલ કરવાની આ દુર્બુદ્ધિ સૂઝી અને આ સ્થિતિ આવી ! ભાગ્ય કે વિધાતાને દોષ શા માટે દેવો ? આ દુષ્ટ, લંપટ કરણની સેવા બજાવવામા જે અથાગ શ્રમ ઉઠાવ્યો એથી અર્ધોએ શ્રમ ગરીબોની સેવામા, ઇશ્વરની ભક્તિમા કે દેશહિત સાધનામા ઉઠાવ્યો હોત, તો ઉત્તરાવસ્થામા આ સ્થિતિ ન આવત; પરંતુ એ વખતે મુત્સદ્દીપણાના મદિરાપાનથી મત્ત થએલ મને સૂઝયું કે સાભર્યું, કે જે અભ્યુદયના ઉદ્દભવમાં અનીતિ અને પાપાચરણના બીજ વવાય છે અને એનાં ફળ રૂપે અવનતિ **અવશ્ય** પ્રાપ્ત થવાની, એ અભ્યુદય અને ઐશ્વર્ય સદા સર્વદા ત્યાજ્ય છે. અત્યારે આ પશ્ચાતાપથી પીડાતા પીડાતા, આ તાપથી તવાતાં તવાતાં એ જીવનની આ સંધ્યા સમયે જનતાને એક જ સંદેશ–છેલ્લી એક જ પ્રાર્થના કે: તમને ગમે તેટલો અન્યાય મળ્યો હોય તો પણ અંગત વેર વાળવા સમસ્ત દેશનાં દુ:ખનાં બીજ વવાય એવાં અધમ કૃત્યનો આશરો ન લેશો.

*